### આપની સમસ્યાઓનો ઉકેલ

# કુર્આન શરીફમાં

### [૮૪૨ અમલોનો કીમતી સંગ્રહ]




સંપાદકો

**અબ્દુલ્કાદિર ફાતીવાલા (વલસાડ)**

**મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી**

**મુહમ્મદ બશીર અઘાડી (મુંબઈ)**

# આપની સમસ્યાઓનો ઉકેલ
# કુર્આન શરીફમાં

[૮૪૨ અમલોનો કીમતી સંગ્રહ]


સંપાદકો

અબ્દુલ્કાદિર ફાતીવાલા (વલસાડ)
મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી
મુહમ્મદ બશીર અઘાડી (મુંબઈ)

પ્રકાશક

અલ્હિદાયહ ઈસ્લામિક રીસર્ચ સેન્ટર
જામિઅતુલ્ હિદાયહ, રામગઢ રોડ, જયપૂર
પો. ઓ. : લાલવાસ ૩૦૨૦૨૭ ફોન (૦૧૪૧) ૨૬૩૪૨૭૯

પ્રકાશન વર્ષ

હિજરીસન ૧૪૩૬ મુતાબિક ઈસ્વીસન ૨૦૧૫

કમ્પોઝીટર

મૌલવી મુહમ્મદ યૂનુસ મુન્શી, ફલાહી

પ્રિન્ટર્સ

મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી, 'હિદાયત આર્ટ',
સગરામપૂરા, સુરત, મોબાઈલ : 99740 34310

**'જામિઅહ હિદાયત ટ્રસ્ટ' અને**
**'હિદાયત' ઉર્દૂ માસિકની હેડઓફિસ**
૧૬૧૭, ખેજરેકા રાસ્તા, ઈન્દિરા બજાર નજીક,
હિદાયત મસ્જિદની સામે, જયપુર : ૩૦૨ ૦૦૧ (રાજસ્થાન)
ફોન : (૦૧૪૧) ૨૩૧૯૯૩૫, ૨૩૧૨૩૮૬, ફેક્ષ : ૨૩૨૮૯૦૫
e-mail : info.@jameatulhidaya.org
web site : www.jameatulhidaya.org

**'મૌલાના અબ્દુર્રહીમ એજયુકેશનલ ટ્રસ્ટ', અને 'ઈમામે રબ્બાની સીનીઅર સેકન્ડરી સ્કૂલ'ની હેડઓફિસ**
હિદાયત બાગ, મહોલ્લા હાંડીપૂરા, જગન્નાથ સહાયકા રાસ્તા,
ચાર દરવાજા નજીક, **જયપુર**: ૩૦૨ ૦૦૩ (રાજસ્થાન)
ફોન : (૦૧૪૧) ૨૬૦૧૨૨૧, ફેક્ષ : ૨૬૦૪૩૫૬, ૨૬૦૯૩૫૯
e-mail : mfazlurrahim@yahoo.com
web site : www.cacademy.org

**<u>વિતરકો</u>**

- **અબ્દુલકાદિર ફાતીવાલા**
  મોટા ઘાંચીવાડ, વલસાડ,
  મોબાઈલ : 075675 90480
- **મુહમ્મદ બશીર એચ. અઘાડી**
  ૨૨, રેડ ક્રોસ સ્ટ્રીટ,
  ૪ / ૧૨, નાઝનીન બિલ્ડીંગ,
  અગ્રીપાડા, મુંબઈ ૪૦૦૦૧૧
  મોબાઈલ : 098696 51700
- **હઝરત મૌ. મુહમ્મદ ઈબ્રાહીમ ફુટવાલા નદવી સા. (દા. બ.)**
  ઝાઈકા હોટલની સામે,
  ખાટકીવાડ, નવસારી
- **બિલાલભાઈ અમલા, રહીમી**
  ૫ / ૧૬૪૩, હરીપૂરા,
  ગુંબદવાલી મસ્જિદ નજીક,
  હસનજીનો ટેકરો, સૂરત
  મોબાઈલ : 97277 57835
- **અંજુમને હિદાયત**
  હિદાયત મસ્જિદ, મૌલવી સ્ટ્રીટ
  સગરામપુરા, તલાવડી, સૂરત

**૧ મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી**
મોબાઈલ : 99740 34310

**૨ હાજી યૂસુફભાઈ જરીવાલા**
મોબાઈલ : 97140 80519

## અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે

આ કિતાબ નીચેના સખી સજ્જનો અને સન્નારીઓની ઉદાર નાણાંકીય સહાયથી પ્રગટ થઈ છે. અલ્લાહ તઆલા એમની આ પુરખુલૂસ ખિદમતને કબૂલ ફરમાવી સવાબે જારિયહ અને સવાબે દારય્ન તથા અજ્રે અઝીમ અતા ફરમાવે અને એમના કારોબારમાં અને તમામ મુઆમલાતમાં ખૈર અને બરકત અતા ફરમાવે. આમીન !

**(૦૧) મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી (મુંબઈ)**
**(૦૨) મર્હૂમ હાજી અબ્દુલ સત્તારભાઈ ચોકસી રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદો (સુરત)**
**(૦૩) મુહતરમ ઈનાયત ગુલામનબી ફાતીવાલા (વલસાડ)**
**(૦૪) મુહતરમ શબ્બીર અહમદ મુહમ્મદ ફાતીવાલા (વલસાડ)**
**(૦૫) મર્હૂમ અબ્દુલહમીદભાઈ મોટરવાલાના ફરઝંદો (વલસાડ)**
**(૦૬) મુહતરમા મદીનાબેન ગુલામબશીર કદમ (વલસાડ)**
**(૦૭) મુહતરમ કાસિમભાઈ ગુલામભાઈ ટોકરીચા (વલસાડ)**
**(૦૮) મુહતરમ અબ્દુર્રહીમ મુહમ્મદ રાજા (અત્તરવાલા) (વલસાડ)**
**(૦૯) મુહતરમ ઈમરાન અબ્દુલકરીમ કરૂ (વલસાડ)**
**(૧૦) મુહતરમ મુબારકભાઈ અહમદ માસ્તર (કેનેડા)**
**(૧૧) મુહતરમ આફતાબ અહમદ લાખાણી (ભાવનગર)**
**(૧૨) મુહતરમ સાજિદભાઈ ખોલીચા (ભાવનગર)**
**(૧૩) મુહતરમ સઅદુલ્લાહ ખાં બી. ખોખર સાહેબ (સવાલા)**
**(૧૪) મુહતરમા નાઝિમા યુસુફ શેખ (મરોલી)**
**(૧૫) મુહતરમ અલતફભાઈ મૌલાના ઈબ્રાહીમ ફુટવાલા (કેનેડા)**
**(૧૬) મુહતરમ સલીમભાઈ કુરેશી (નવસારી)**
**(૧૭) મુહતરમ સુલેમાનભાઈ ડી. કાપડીઆ (બીલીમોરા)**

# સંપાદકોની પ્રસ્તાવના

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ**

- અલ્લાહ તઆલાના બેહદ ફઝ્લ અને અહેસાન છે કે તેણે **'આપની સમસ્યાઓનો ઉકેલ અસ્માઉલ્ હુસ્નામાં'** જેવી જ સર્વ લોકોના માટે અતિ ઉપયોગી કિતાબ **'આપની સમસ્યાઓનો ઉકેલ કુર્આન શરીફમાં'** સંપાદિત કરી, પ્રગટ કરવાની અમને સઆદત આપી.
- એમાં કુર્આન શરીફની સૂરતોની યાદી ગુજરાતીના મૂળાક્ષરોના ક્રમ પ્રમાણે આપી છે એટલે કઈ સૂરત કયા સિપારામાં છે એ શોધવું વાચકોને આસાન થશે.
- ૪૦ (ચાલીસ) આધારગ્રંથોની યાદી પણ આપી છે.
- દરેક અમલના અંતે આધારગ્રંથનો હવાલો પણ છે.
- વાચકોની આસાની માટે કુલ ૮૪૨ (આઠ સો બેતાલીસ) અમલોના ૧૭ (સત્તર) અલગ વિભાગો અને તેના પેટા વિભાગો બનાવ્યા છે.
- દરેક વિભાગની અનુક્રમણિકા પણ આપી છે.
- **'અસ્માઉલ્ હુસ્ના'** કિતાબમાં કરેલા સૂચનો પ્રમાણે આ કિતાબને પણ છપાવી પ્રગટ કરવાની અમારા તરફથી આમ ઈજાઝત છે.
- આ કિતાબના લેખન અને પ્રકાશનમાં તન, મન, ધનથી સાથ, સહકાર આપનાર સર્વના અમે ખૂબ જ આભારી છીએ.
- અલ્લાહ તઆલા અમારા અને સહાયકોના આ અમલને કબૂલ ફરમાવી છેલ્લા શ્વાસ સુધી દીની ખિદમતોમાં લગાવી રાખે. ઈમાન પર મોત નસીબ ફરમાવે અને આખિરતમાં નજાતનો ઝરીઓ બનાવે. આમીન.

**નાચીઝ સંપાદકો**

# અનુક્રમણિકા

# કુર્આન શરીફની સૂરતોની યાદી

**[ગુજરાતી મૂળાક્ષરોના ક્રમ પ્રમાણે]**

| ક્રમ | સુરહનું નામ | સુરહનો નંબર | પારહનો નંબર | કુલ રુકૂઅ | કુલ આયતો |
|---|---|---|---|---|---|
| | **અ** | | | | |
| ● | આલિ ઈમરાન | ૩ | ૩, ૪ | ૨૦ | ૨૦૦ |
| ● | અન્આમ | ૬ | ૭, ૮ | ૨૦ | ૧૬૫ |
| ● | અઅ્રાફ | ૭ | ૮, ૯ | ૨૪ | ૨૦૬ |
| ● | અન્ફાલ | ૮ | ૯, ૧૦ | ૧૦ | ૭૫ |
| ● | અમ્બિયા | ૨૧ | ૧૭ | ૭ | ૧૧૨ |
| ● | અન્કબૂત | ૨૯ | ૨૦, ૨૧ | ૭ | ૬૯ |
| ● | અહઝાબ | ૩૩ | ૨૧, ૨૨ | ૯ | ૭૩ |
| ● | અહકાફ | ૪૬ | ૨૬ | ૪ | ૩૫ |
| ● | અલ્ હાક્કહ | ૬૯ | ૨૯ | ૨ | ૫૨ |
| ● | અ—બ—સ | ૮૦ | ૩૦ | ૧ | ૪૨ |
| ● | અઅ્લા | ૮૭ | ૩૦ | ૧ | ૧૯ |
| ● | અલક | ૯૬ | ૩૦ | ૧ | ૧૯ |
| ● | આદિયાત | ૧૦૦ | ૩૦ | ૧ | ૧૧ |
| ● | અસ્ર | ૧૦૩ | ૩૦ | ૧ | ૩ |
| ● | [અસ્રા] બની ઈસરાઈલ | ૧૭ | ૧૫ | ૨૨ | ૧૧૧ |
| ● | [અલમ્ નશ્રહ] ઈન્શિરાહ | ૯૪ | ૩૦ | ૧ | ૮ |

| ક્રમ | સુરહનું નામ | સુરહનો નંબર | પારહનો નંબર | કુલ રુકૂઅ | કુલ આયતો |
|---|---|---|---|---|---|
| | ઈ | | | | |
| ● | ઈબ્રાહીમ (અલય્.) | ૧૪ | ૧૩ | ૭ | ૫૨ |
| ● | ઈન્ફિતાર | ૮૨ | ૩૦ | ૧ | ૧૯ |
| ● | ઈન્શિકાક | ૮૪ | ૩૦ | ૧ | ૨૫ |
| ● | ઈન્શિરાહ [અલમ્ નશ્રહ] | ૯૪ | ૩૦ | ૧ | ૮ |
| ● | ઈખ્લાસ | ૧૧૨ | ૩૦ | ૧ | ૪ |
| | ક | | | | |
| ● | ક—હ—ફ | ૧૮ | ૧૫, ૧૬ | ૧૨ | ૧૧૦ |
| ● | ક—સ—સ | ૨૮ | ૨૦ | ૯ | ૮૮ |
| ● | કા—ફ | ૫૦ | ૨૬ | ૩ | ૪૫ |
| ● | કમર | ૫૪ | ૨૭ | ૩ | ૫૫ |
| ● | કલમ | ૬૮ | ૨૯ | ૨ | ૫૨ |
| ● | કિયામહ | ૭૫ | ૨૯ | ૨ | ૪૦ |
| ● | કદ્ર | ૯૭ | ૩૦ | ૧ | ૫ |
| ● | કારિઅહ | ૧૦૧ | ૩૦ | ૧ | ૧૧ |
| ● | કુરયૂશ | ૧૦૬ | ૩૦ | ૧ | ૪ |
| ● | કવ્સર | ૧૦૮ | ૩૦ | ૧ | ૩ |
| ● | કાફિરૂન | ૧૦૯ | ૩૦ | ૧ | ૬ |
| | ગ | | | | |
| ● | ગાશિયહ | ૮૮ | ૩૦ | ૧ | ૨૬ |

| ક્રમ | સુરહનું નામ | સુરહનો નંબર | પારહનો નંબર | કુલ રુકૂઅ | કુલ આયતો |
|---|---|---|---|---|---|
| • | [ગાફિર] મુઅ્મિન | ૪૦ | ૨૪ | ૯ | ૮૫ |
| | જ | | | | |
| • | જાસિયહ | ૪૫ | ૨૫ | ૪ | ૩૭ |
| • | જુમુઅહ | ૬૨ | ૨૮ | ૨ | ૧૧ |
| • | જિન્ન | ૭૨ | ૨૯ | ૨ | ૨૮ |
| | ઝ | | | | |
| • | ઝુમર | ૩૯ | ૨૩, ૨૪ | ૮ | ૭૫ |
| • | ઝુખરુફ | ૪૩ | ૨૫ | ૭ | ૮૯ |
| • | ઝારિયાત | ૫૧ | ૨૬, ૨૭ | ૩ | ૬૦ |
| • | ઝોહા | ૯૩ | ૩૦ | ૧ | ૧૧ |
| • | ઝિલ્ઝાલ | ૯૯ | ૩૦ | ૧ | ૮ |
| | ત | | | | |
| • | તવબહ [બરાઅત] | ૯ | ૧૦, ૧૧ | ૧૬ | ૧૨૯ |
| • | તા—હા | ૨૦ | ૧૬ | ૮ | ૧૩૫ |
| • | તૂર | ૫૨ | ૨૭ | ૨ | ૪૯ |
| • | તગાબુન | ૬૪ | ૨૮ | ૨ | ૧૮ |
| • | તલાક | ૬૫ | ૨૮ | ૨ | ૧૨ |
| • | તહરીમ | ૬૬ | ૨૮ | ૨ | ૧૨ |
| • | તકવીર | ૮૧ | ૩૦ | ૧ | ૨૯ |
| • | [તતફીફ] મુતફિફફીન | ૮૩ | ૩૦ | ૧ | ૩૬ |

| ક્રમ | સુરહનું નામ | સુરહનો નંબર | પારહનો નંબર | કુલ રુકૂઅ | કુલ આયતો |
|---|---|---|---|---|---|
| ● | તારિક | ૮૬ | ૩૦ | ૧ | ૧૭ |
| ● | તીન | ૯૫ | ૩૦ | ૧ | ૮ |
| ● | તકાસુર | ૧૦૨ | ૩૦ | ૧ | ૮ |
| | **દ** | | | | |
| ● | દુખાન | ૪૪ | ૨૫ | ૩ | ૫૯ |
| ● | દહ્ર | ૭૬ | ૨૯ | ૨ | ૩૧ |
| | **ન** | | | | |
| ● | નિસા—અ | ૪ | ૪, ૫, ૬ | ૨૪ | ૧૭૭ |
| ● | નહલ | ૧૬ | ૧૪ | ૧૬ | ૧૨૮ |
| ● | નૂર | ૨૪ | ૧૮ | ૯ | ૬૪ |
| ● | નમ્લ | ૨૭ | ૧૯, ૨૦ | ૭ | ૯૩ |
| ● | નજમ | ૫૩ | ૨૭ | ૩ | ૬૨ |
| ● | નૂહ | ૭૧ | ૨૯ | ૨ | ૨૮ |
| ● | ન—બ—અ | ૭૮ | ૩૦ | ૨ | ૪૦ |
| ● | નાઝિઆત | ૭૯ | ૩૦ | ૨ | ૪૬ |
| ● | નસ્ર | ૧૧૦ | ૩૦ | ૧ | ૩ |
| ● | નાસ | ૧૧૪ | ૩૦ | ૧ | ૬ |
| | **ફ** | | | | |
| ● | ફાતિહા | ૧ | ૧ | ૧ | ૭ |
| ● | ફુરકાન | ૨૫ | ૧૮, ૧૯ | ૬ | ૭૭ |
| ● | ફાતિર | ૩૫ | ૨૨ | ૫ | ૪૫ |

| ક્રમ | સુરહનું નામ | સુરહનો નંબર | પારહનો નંબર | કુલ રુકૂઅ | કુલ આયતો |
|---|---|---|---|---|---|
| ● | ફત્હ | ૪૮ | ૨૬ | ૪ | ૨૯ |
| ● | ફજ્ર | ૮૯ | ૩૦ | ૧ | ૩૦ |
| ● | ફીલ | ૧૦૫ | ૩૦ | ૧ | ૫ |
| ● | ફલક | ૧૧૩ | ૩૦ | ૧ | ૫ |
| ● | [ફુસ્સિલત] હા–મીમ સજદહ | ૪૧ | ૨૪, ૨૫ | ૬ | ૫૪ |
| | **બ** | | | | |
| ● | [બરાઅત] તવબહ | ૯ | ૧૦, ૧૧ | ૧૬ | ૧૨૯ |
| ● | બ–ક–રહ | ૨ | ૧, ૨, ૩ | ૪૦ | ૨૮૬ |
| ● | બની ઈસરાઈલ [અસ્રા] | ૧૭ | ૧૫ | ૧૨ | ૧૧૧ |
| ● | બલદ | ૯૦ | ૩૦ | ૧ | ૨૦ |
| ● | બય્યિનહ | ૯૮ | ૩૦ | ૧ | ૯ |
| ● | બુરૂજ | ૮૫ | ૩૦ | ૧ | ૨૨ |
| | **મ** | | | | |
| ● | માઈદહ | ૫ | ૬, ૭ | ૧૦ | ૧૨૦ |
| ● | મરયમ | ૧૯ | ૧૬ | ૬ | ૯૮ |
| ● | મુઅ્મિનૂન | ૨૩ | ૧૮ | ૬ | ૧૧૮ |
| ● | મુઅ્મિન [ગાફિર] | ૪૦ | ૨૪ | ૯ | ૮૫ |
| ● | મુહમ્મદ (સલ.) | ૪૭ | ૨૬ | ૪ | ૩૮ |
| ● | મુજાદલહ | ૫૮ | ૨૮ | ૩ | ૨૨ |
| ● | મુમ્તહિનહ | ૬૦ | ૨૮ | ૨ | ૧૩ |

| ક્રમ | સુરહનું નામ | સુરહનો નંબર | પારહનો નંબર | કુલ રુકૂઅ | કુલ આયતો |
|---|---|---|---|---|---|
| ● | મુનાફિકૂન | ૬૩ | ૨૮ | ૨ | ૧૧ |
| ● | મુલ્ક | ૬૭ | ૨૯ | ૨ | ૩૦ |
| ● | મઆરિજ | ૭૦ | ૨૯ | ૨ | ૪૪ |
| ● | મુઝ્ઝમ્મિલ | ૭૩ | ૨૯ | ૨ | ૨૦ |
| ● | મુદ્દસ્સિર | ૭૪ | ૨૯ | ૨ | ૫૬ |
| ● | મુરસલાત | ૭૭ | ૨૯ | ૨ | ૫૦ |
| ● | માઊન | ૧૦૭ | ૩૦ | ૧ | ૭ |
| ● | મુતફિફ્ફીન [તત્ફીફ] | ૮૩ | ૩૦ | ૧ | ૩૬ |
| | ય | | | | |
| ● | યૂનુસ (અલય્.) | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૦૯ |
| ● | યૂસુફ (અલય્.) | ૧૨ | ૧૨, ૧૩ | ૧૨ | ૧૧૧ |
| ● | યા સી—ન | ૩૬ | ૨૨, ૨૩ | ૫ | ૮૩ |
| | ર | | | | |
| ● | ર—અ—દ | ૧૩ | ૧૩ | ૬ | ૪૩ |
| ● | રૂમ | ૩૦ | ૨૧ | ૬ | ૬૦ |
| ● | રહમાન | ૫૫ | ૨૭ | ૫ | ૭૮ |
| | લ | | | | |
| ● | લુકમાન | ૩૧ | ૨૧ | ૪ | ૩૪ |
| ● | લયૂલ | ૯૨ | ૩૦ | ૧ | ૨૧ |
| ● | લહબ | ૧૧૧ | ૩૦ | ૧ | ૫ |

| ક્રમ | સુરહનું નામ | સુરહનો નંબર | પારહનો નંબર | કુલ રુકૂઅ | કુલ આયતો |
|---|---|---|---|---|---|
| | **વ** | | | | |
| • | વાકિઅહ | ૫૬ | ૨૭ | ૩ | ૯૬ |
| | **શ / સ** | | | | |
| • | શુઅરા | ૨૬ | ૧૯ | ૧૧ | ૨૨૭ |
| • | શૂરા | ૪૨ | ૨૫ | ૫ | ૫૩ |
| • | શમ્સ | ૯૧ | ૩૦ | ૧ | ૧૫ |
| • | સિજદહ | ૩૨ | ૨૧ | ૩ | ૩૦ |
| • | સબા | ૩૪ | ૨૨ | ૬ | ૫૪ |
| • | સાફ્ફાત | ૩૭ | ૨૩ | ૫ | ૧૮૨ |
| • | સોદ | ૩૮ | ૨૩ | ૫ | ૮૮ |
| • | સફ | ૬૧ | ૨૮ | ૨ | ૧૪ |
| | **હ** | | | | |
| • | હૂદ | ૧૧ | ૧૧, ૧૨ | ૧૦ | ૧૨૩ |
| • | હિજ્ર | ૧૫ | ૧૩, ૧૪ | ૬ | ૯૯ |
| • | હજ્જ | ૨૨ | ૧૭ | ૧૦ | ૭૮ |
| • | હા—મીમ સિજદહ [ફુસ્સિલત] | ૪૧ | ૨૪, ૨૫ | ૬ | ૫૪ |
| • | હુજુરાત | ૪૯ | ૨૬ | ૨ | ૧૮ |
| • | હદીદ | ૫૭ | ૨૭ | ૪ | ૨૯ |
| • | હશ્ર | ૫૯ | ૨૮ | ૩ | ૨૪ |
| • | હુ-મ-ઝહ | ૧૦૪ | ૩૦ | ૧ | ૯ |

## આધારગ્રંથો

| કિતાબ | લેખક અને પ્રકાશક |
|---|---|
| (૦૧) 'શિફા' | મૌલાના અબ્બાસ ખાનપૂરી સાહબ, મદ્રસહ મદીનહ, મદની નગર, સુરત |
| (૦૨) 'મકબૂલ દુઆએં' | મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબ, ફરીદ બુક ડેપો, દિલ્હી |
| (૦૩) 'કુર્આને કરીમકે ઝરીએ બીમારીયોંકા ઈલાજ' | મૌલાના સિદ્દીક સાહબ નદવી, કે. જી. નિઝામી બુક ડીપો, અમદાવાદ |
| (૦૪) 'કુર્આની મુસ્તજાબ દુઆઓ' | મૌલાના સુલેમાન મજાદરી, નૂરાની કુતુબખાના, છાપી |
| (૦૫) 'કુર્આની આયતોંસે ઈલાજ' | નાઝ બુક ડેપો, મુંબઈ |
| (૦૬) 'આસાન રિઝ્ક' | સૂફી અબ્દુર્રહમાન રહિમહુલ્લાહ દારુલ્ ઉલૂમ, કંથારીઆ |
| (૦૭) 'વઝાઈફે અશરફિયા' | મુફતી અહમદ અશરફ રહિમહુલ્લાહ દારુલ્ ઉલૂમ અશરફિયા, રાંદેર |
| (૦૮) 'કૌલુલ્ જમીલ' | શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલવી (રહ.), મદીના એજન્સી, સુરત |
| (૦૯) 'મુજર્રબાતે ખાનદાને અઝિઝીયા' | શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલવી (રહ.), મદીના એજન્સી, સુરત |
| (૧૦) 'મેઅયારુસ્સુલૂક' | શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી (રહ.), અંજુમને હિદાયત, સુરત |
| (૧૧) 'આ'માલે કુર્આની' | મૌલાના અશરફઅલી થાનવી (રહ.) (૧) મકતબા દીનો અદબ, દેવબંદ : |

| | |
|---|---|
| | (૨) મહમૂદ એન્ડ કંપની, મુંબઈ |
| (૧૨) 'તા'સીરુલ્ કુર્આન' | મુહમ્મદ અનવર માલવણીયા<br>અલ્ હિલાલ પબ્લીકેશન, લુણાવાડા |
| (૧૩) 'જાદૂ, આસેબ, જિનનો ઈલાજ' | મૌલાના અબ્દુલકરીમ પારેખ (રહ.)<br>દારુલ્ ઉલૂમ, કંથારીઆ |
| (૧૪) 'મકબૂલ દુઆઓનો સંગ્રહ' | ચોકસી મુહમ્મદ હબીબ એન્ડ બ્રધર્સ,<br>ઘાંચી શેરી, ટાવર રોડ, સુરત |
| (૧૫) 'સદાએ હીરા' (માસિક) | કડી (ઉત્તર ગુજરાત) |
| (૧૬) 'ઈલાજ અને ઉપચારના શરઈ અહકામ' | મુફ્તી ઈન્આમુલ હક સાહબ,<br>દારુલ્ ઉલૂમ, આલીપુર |
| (૧૭) 'માંગતા જા લેતા જા' | મૌલાના મુહમ્મદ મુજતબા રવિદ્રવી,<br>દારુલ્ ઉલૂમ, આલીપુર |
| (૧૮) 'અસહાબે ક–હ–ફ ના નામો' | મુફ્તી મુહમ્મદ કાસિમ મલા સાહબ,<br>('ઉમ્મીદ' ૧૬ મે, ૨૦૧૪) |
| (૧૯) 'કુર્આની મુસ્તજાબ દુઆએં' | દારુલ્ ઉલૂમ, કંથારીઆ |
| (૨૦) 'આ'યાતે સિજદહની ફઝીલત' | મૌલાના હસન ભડકોદ્રવી સાહબ,<br>દારુલ્ ઉલૂમ, કંથારીઆ |
| (૨૧) 'આ'યાતે શિફા' | મૌલાના અબ્દુલકરીમ પારેખ (રહ.)<br>દારુલ્ ઉલૂમ, કંથારીઆ |
| (૨૨) 'રૂહાની ઈલાજ' | ખ્વાજા શમ્સુદ્દીન અઝીમી,<br>જસીમ બુક ડેપો, દિલ્હી |
| (૨૩) 'રૂહાની ઉપચાર' | ઈબ્રાહીમ અનવર,<br>દારુલ્ ઉલૂમ, કંથારીઆ |
| (૨૪) 'ગંજીનએ અસરાર' | હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ |

| | |
|---|---|
| | અનવર, કશમીરી રહિમહુલ્લાહ, બયૂતુલ્ હિકમત, દેવબંદ |
| (૨૫) 'આરિફોનું ઉપવન' (બાગે આરિફ) | હઝરત સૂફી સુલેમાન રહિમહુલ્લાહ લાજપૂર વેલફેર સોસાયટી, બાટલી (યુ.કે.) |
| (૨૬) 'અમલિયાતે અવલિયા' | મૌ. અઝીઝ અહમદ ચિશતી, કાદરી, ન્યુ સિલવર બુક એજન્સી, મુંબઈ |
| (૨૭) 'હિંદલ વલી ગરીબ નવાઝ' | મુન્શી અબ્દુલ હમીદ બિહારી હમીદિયા બુક ડેપો, અજમેર |
| (૨૮) 'સુલતાનુલ્ હિંદ ખ્વાજા ગરીબ નવાઝ' | અફઝલ અબ્બાસી મુજદ્દિદી, સબરંગ પબ્લિકેશન, નવી દિલ્હી–૨ |
| (૨૯) 'બિખરે મોતી' (જિલ્દ : ૧) | મૌલાના મુહમ્મદ યૂનુસ પાલનપુરી, મકતબા ઈબ્ને કસીર, મુંબઈ–૮ |
| (૩૦) 'બિખરે મોતી' (જિ. ૨) | નંબર : ૨૯ પ્રમાણે |
| (૩૧) 'બિખરે મોતી' (જિ. ૩) | નંબર : ૨૯ પ્રમાણે |
| (૩૨) 'બિખરે મોતી' (જિ. ૪) | નંબર : ૨૯ પ્રમાણે |
| (૩૩) 'બિખરે મોતી' (જિ. ૫) | નંબર : ૨૯ પ્રમાણે |
| (૩૪) 'બિખરે મોતી' (જિ. ૬) | નંબર : ૨૯ પ્રમાણે |
| (૩૫) 'બિખરે મોતી' (જિ. ૭) | નંબર : ૨૯ પ્રમાણે |
| (૩૬) 'બિખરે મોતી' (જિ. ૮) | નંબર : ૨૯ પ્રમાણે |
| (૩૭) 'દારુલ્ ઉલૂમ' (માસિક) | દારુલ્ ઉલૂમ, કંથારીઆ |
| (૩૮) 'બયાને મુસ્તફા' (માસિક) | દારુલ્ ઉલૂમ, અક્કલકૂવા |
| (૩૯) 'વઝાઈફે મુહમ્મદી (સલ.)' | મુફતી અહમદ અશરફ રાંદેરી (રહ.) દારુલ્ ઉલૂમ અશરફિયા, રાંદેર |
| (૪૦) 'અહકામે મુસાફિર' | મુફતી ઈન્આમુલ હક સાહબ, દારુલ્ ઉલૂમ, આલીપુર |

# પહેલો વિભાગ

## શરીરની બીમારીઓ

### માથું

**માથા પર ટાલ**

**૧ માથા ઉપર ટાલ (ગંજાપણા)થી શિફાનો અમલ**

સાફ સ્વચ્છ આસમાની રંગની શીશી અથવા બોટલમાં શુદ્ધ તલનું તેલ ભરીને એક તસ્બીહ ૧૦૦ (એક સો) વખત :

الٓرٰ قف تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ط (سورۂ یوسف:۱)

**'અલિફ લા-મ રા. તિલ્-ક આયાતુલ્ કિતાબિલ્ મુબીન.'** (સૂરએ 'યૂસુફ' : ૧)

અને સાથે :

**'અર્રહીમુ અર્રહીમુ અર્રહીમુ.'** اَلرَّحِيْمُ اَلرَّحِيْمُ اَلرَّحِيْمُ

પઢીને ૪૦ (ચાલીસ) દિવસ સુધી તે બોટલ પર દમ કરે. ૪૧ (એકતાલીસમી) રાતથી દરરોજ સૂતી વખતે સારી રીતે માથામાં તેલ માલિશ કરે. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૦૩]

**માથાનો દુ:ખાવો**

**૨ માથાના દુ:ખાવાથી શિફા માટે પહેલો અમલ**

- ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ,

- ૭ (સાત) વખત સૂરએ 'કવસર' (ઈન્ના અઅ્તયના કલ્ કવ્સર) (પારહ : ૩૦) (પૂરી સૂરહ)
- ૧ (એક) વખત સૂરએ 'ફાતિહા' (અલ્હમ્દુ શરીફ)
- ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ,

ઉપર પ્રમાણે પઢીને જમણા હાથ પર દમ કરી હાથ માથા પર ફેરવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧ / પાનું : ૧૫]

### ૩ માથાના દુઃખાવાથી શિફા માટે બીજો અમલ

لَا يُصَدَّعُوْنَ عَنْهَا وَلَا يُنْزِفُوْنَ ۙ (سورۂ واقعہ:١٩)

**'લા યુસદ્દઊ-ન અન્હા વ લા યુન્ઝિફૂન.'** ('વાકિઅહ' : ૧૯)

ઉપરની આયતને ૩ (ત્રણ) વખત પઢીને માથા પર દમ કરે. ઈન્શા અલ્લાહ દુઃખાવો મટી જશે.

[આધારગ્રંથ : ૩, ૧૧ / પાનું નંબર : અનુક્રમે : ૫૩, ૧૩૬]

### ૪ માથાના દુઃખાવાથી શિફા માટે ત્રીજો અમલ

માથા ઉપર હાથ મૂકીને ૪૧ (એકતાલીસ) વખત **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૬૭, ૬૮]

### ૫ માથાના દુઃખાવાથી શિફા માટે ચોથો અમલ

હુઝૂર રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુને ઉદ્દેશીને ફરમાવ્યું :

"હે અલી ! (રદિયલ્લાહુ તઆલા અન્હુ) જયારે તમારા

માથામાં દર્દ થાય ત્યારે માથા ઉપર દર્દની જગાએ પોતાનો હાથ મૂકીને સૂરએ 'હશ્ર'ની આયત નંબર : ૨૨, ૨૩, ૨૪ પઢો. ઈન્શા અલ્લાહ શિફા થશે.'' [આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૪]

**૬ માથાના દુઃખાવાથી શિફા માટે પાંચમો અમલ**

અસરની નમાઝ પછી સૂરએ 'તકાસુર'ને પઢીને દમ કરવું માથાના દુઃખાવા માટે ફાયદાકારક છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૧૭]

**૭ માથાના દુઃખાવાથી શિફા માટે છઠ્ઠો અમલ**

સૂરએ 'અસ્ર'ને ૩ (ત્રણ) વખત પઢીને દમ કરવામાં આવે તો (ઈ.અ.) માથાંનો દુઃખાવો મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૧૮]

**૮ માથાના દુઃખાવાથી શિફા માટે સાતમો અમલ**

وَبِالْحَقِّ اَنْزَلْنٰهُ وَبِالْحَقِّ نَزَلَ ط (سورۂ بنی اسرائیل:۱۰۵)

**'વ બિલ્ હક્કિ અન્ઝલ્નાહુ વ બિલ્ હક્કિ ન-ઝ-લ.'**

માથાના દુઃખાવા માટે ઉપરની આયતને પઢીને માથા પર દમ કરવું ફાયદાકારક છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૧૯]

☐ **આધાશીશી**

**૯ આધાશીશીથી શિફા માટે પહેલો અમલ**

સૂરએ 'ર-અ-દ'ની આયત નંબર : ૧૬ ને એક વખત પઢીને બીમાર માણસ પર દમ કરે તો ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૨૭, ૧૧૯]

## ૧૦ આધાશીશીથી શિફા માટે બીજો અમલ

૧૧ (અગિયાર) વખત સૂરએ 'વાકિઅહ' (પારહ : ૨૭)ની આયત નંબર : ૧૯ થી ૯૬ પઢી બીમાર પર દમ કરવામાં આવે તો ઈન્શા અલ્લાહ દુ:ખાવો મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૧૮]

## ૧૧ આધાશીશીથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'અહઝાબ'ની આયત નંબર : ૫૬ ઝાફરાન (કેસર)થી કાપડ પર લખી બાંધવાથી ઈન્શા અલ્લાહ દુ:ખાવો મટી જશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૧૯]

## ૧૨ આધાશીશીથી શિફા માટે ચોથો અમલ

- શરૂઆતમાં અને અંતમાં ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢે.
- ૧૧ (અગિયાર) વખત સૂરએ 'ફુરકાન'ની આયત નંબર : ૪૫ પઢીને દમ કરે.

ઈન્શા અલ્લાહ દુ:ખાવો મટી જશે[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૧૯]

## ૧૩ આધાશીશીથી શિફા માટે પાંચમો અમલ

સૂરએ 'મરયમ'ની આયત નંબર : ૧ થી ૪ કાગળ પર લખી માથા ઉપર બાંધવામાં આવે તો ઈન્શા અલ્લાહ દુ:ખાવો મટી જશે.
[આધારગ્રંથ : ૨૪, ૨૫ / પાનું નંબર : અનુક્રમે : ૧૧૯, ૨૩૬]

## ૧૪ આધાશીશીથી શિફા માટે છઠ્ઠો અમલ

- સૂરએ 'દહર'ની આયત નંબર : ૧૩ કાગળ પર લખીને બીમારના

માથા પર બાંધવામાં આવે.
- તા'વીઝ લખવા પછી ૭ (સાત) વખત ઉપરની આયત પઢીને માથા પર દમ પણ કરે.

ઈન્શા અલ્લાહ દુઃખાવો મટી જશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૩૮]

## ☐ બેહોશી (કોમા)

### ૧૫ બેહોશી (કોમા)માંથી હોશમાં લાવવા માટે અમલ

એક પ્યાલી પર એક વખત :

لَا تَأْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ (سورۂ بقرہ:۲۵۵)

**'લા તઅ્ખુઝુહૂ સિ-નતુંવ્ વ લા નવ્મ.'**

પઢીને પાણી ઉપર દમ કરે અને આ પાણી બીમાર માણસના ગળામાં નાંખે અને એ જ પાણીના છાંટા બીમાર માણસના મોંઢા પર મારે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૪૫]

### ૧૬ મગજની બીમારી અને બેહોશીથી શિફા માટે અમલ

فَلَمَّآ اَفَاقَ قَالَ سُبْحٰنَكَ تُبْتُ اِلَيْكَ
وَاَنَا اَوَّلُ الْمُؤْمِنِيْنَ ؕ (سورۂ اعراف:۱۴۳)

**'ફ લમ્મા અફા-ક કા-લ સુબ્હા-ન-ક તુબ્તુ ઈલય્-ક વ અના અવ્વલુલ્ મુઅ્મુનિનીન.'** (સૂરએ 'અઅ્રાફ' : ૧૪૩)

કોઈના મગજમાં ખરાબી થઈ ગઈ હોય અથવા કોઈ બેહોશ થઈ ગયો હોય, તો ઉપરોક્ત આયત શરીફને ૪૧ (એકતાલીસ) વખત

સવાર–સાંજ પઢીને દમ કરવું. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૭૨, ૭૩]

## ☐ મગજની કમજોરી

### ૧૭ મગજની કમજોરીથી શિફા માટે પહેલો અમલ

رَبِّ اشْرَحْ لِيْ صَدْرِيْ وَيَسِّرْلِيْٓ اَمْرِيْ وَاحْلُلْ عُقْدَةً
مِّنْ لِّسَانِيْ يَفْقَهُوْا قَوْلِيْ ۖ (سورۂ طٰہٰ:۲۵تا۲۸)

**'રબ્બિશ્રહ્ લી સદરી વ યસ્સિર્ લી અમ્રી વહ્લુલ્ ઉક્દતમ્ મિલ્લિસાની યફ્-કહૂ કૌલી.'** ('તા–હા' : ૨૫ થી ૨૮)

આ આયતનો ફજરની નમાઝ પછી નીચે પ્રમાણે અમલ કરવો :

- પ્રથમ ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢવું.
- તે પછી ૨૧ (એકવીસ) વખત ઉપરની આયત પઢવી.
- અંતે ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢવું.
- તે પછી ૪૦ (ચાલીસ) બદામ ઉપર દમ કરવું.
- દરરોજ એક બદામ સવારમાં ભૂખા પેટે દૂધ સાથે ખાવી.

ઈન્શા અલ્લાહ દિમાગી કમજોરી દૂર થશે અને દિમાગી તાકાત વધશે.

[આધારગ્રંથ : ૧ / પાનું : ૧૭]

### ૧૮ મગજની કમજોરીથી શિફા માટે બીજો અમલ

સૂરએ 'તકવીર'ની આયત નંબર : ૨૦ થી ૨૯ ને ૪૧ (એકતાલીસ) વખત પઢીને પાણી પર દમ કરીને તે માણસને પિવડાવી દે. ઈન્શા અલ્લાહ દરેક દિમાગી કમજોરી દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૪ / પાનું : ૪૪]

**૧૯ મગજની કમજોરીથી શિફા માટે ત્રીજો અમલ**

સૂરએ 'અમ્બિયા'ની આયત નંબર : ૭૯ ને દરરોજ ફજરની નમાઝ બા'દ ૧૦ (દસ) વખત પઢવું મગજની બીમારી માટે ફાયદાકારક છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૦]

**૨૦ મગજની કમજોરીથી શિફા માટે ચોથો અમલ**

سَنُقْرِئُکَ فَلَا تَنْسٰۤی ۙ اِلَّا مَا شَآءَ اللّٰهُ ؕ (سورۂ اعلیٰ: ۶، ۷)

**'સ નુક્‌રિઉ–ક ફ લા તન્સા. ઈલ્લા મા–શાઅલ્લાહ.'**

ઉપરોકત આયત ૭ (સાત) વખત પઢીને દમ કરવામાં આવે અથવા કાગળ પર લખીને માથામાં બાંધવામાં આવે તો ઈન્શા અલ્લાહ મગજની કમજોરી દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૧]

**૨૧ મગજની કમજોરીથી શિફા માટે પાંચમો અમલ**

સૂરએ 'અલક'ની આયત નંબર : ૩, ૪, ૫ ને ઝાફરાન (કેસર)થી લખીને માથામાં બાંધવામાં આવે. મગજની બીમારી માટે આ અમલ ઘણો ફાયદાકારક છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૧]

☐ **બ્રેઈન હેમરેજ**

**૨૨ મગજની લોહીની નસ તૂટી ગઈ હોય તેનાથી શિફાનો અમલ**

સૂરએ 'ક–હ–ફ'ની આયત નંબર : ૧૦૯ ને પ્લેટ અથવા રકાબી પર ઝર્દાના પીળા રંગની શાહીથી લખીને બીમારને વારંવાર પિવડાવે. બેહોશીની હાલતમાં પાણી ચમચીથી તેના ગળામાં નાંખે.

ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૭૯]

## ☐ મગજ પર તાવ ચઢી જવો

**૨૩ મગજ પર તાવ ચઢી ગયો હોય તેનાથી શિફા માટે અમલ**

لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ ط (سورۂ بقرہ:۲۲۵)

ઉપરોક્ત આયત કાગળ પર લખીને બીમારના માથા પર બાંધવામાં આવે. ઈન્શા અલ્લાહ તેની તકલીફ દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૬]

## ☐ મગજ પર સોજો અથવા ગાંઠ (બ્રેઈન ટ્યુમર)

**૨૪ મગજમાં સોજો અથવા ગાંઠ હોય તેનાથી શિફા માટે પહેલો અમલ**

- સૂરએ 'અમ્બિયા'ની આયત નંબર : ૬૮, ૬૯ કાગળમાં લખીને બીમારના માથા પર બાંધે અથવા
- ૧૧ (અગિયાર) વખત ઉપરોક્ત આયત પઢીને પાણી પર દમ કરીને પિવડાવવામાં આવે. ઈન્શા અલ્લાહ બીમારી મટી જશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૫]

**૨૫ મગજમાં સોજો અથવા ગાંઠ હોય તેનાથી શિફા માટે બીજો અમલ**

સૂરએ 'અન્કબૂત' (પારહ : ૨૦, ૨૧)ને ૧૧ (અગિયાર) વખત પઢીને દમ કરેલું ઝય્તૂનનું તેલ માથા પર લગાવે. ઈન્શા

અલ્લાહ મગજની બીમારી દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૫]

## ☐ મિરગી (વાઈ, ફેફરૂં, ફીટ, એપીલેપ્સી, હિસ્ટીરીયા)

### ૨૬ મિરગીની બીમારીથી શિફા માટે પહેલો અમલ

એક આરિફની લોંડીને મિરગી (વાઈ, ફેફરૂં)ની બીમારી હતી. તે આરિફે તે લોંડીના કાનમાં આ આયતો પઢી :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ؕ الٓمّٓصٓ، طٰسٓمّٓ،
كٓهٰيٰعٓصٓ، يٰسٓ وَالْقُرْاٰنِ الْحَكِيْمِ ، حٰمٓ عٓسٓقٓ ،
نٓ وَالْقَلَمِ وَمَا يَسْطُرُوْنَ ؕ

તો તે લોંડી બિલ્કુલ સારી થઈ ગઈ અને તે પછી મિરગીનો રોગ થયો નહિ. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૪૩]

### ૨૭ મિરગીની બીમારીથી શિફા માટે બીજો અમલ

મિરગીવાળા અને બેહોશ માણસના કાનમાં સૂરએ 'શમ્સ' પઢવું ફાયદાકારક છે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૧૪૩, ૧૨૪]

### ૨૮ મિરગીની બીમારીથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'બુરૂજ'ની આયત નંબર : ૧૦ ને કાગળ ઉપર ૩ (ત્રણ) વખત લખીને બીમારના માથા પર બાંધવામાં આવે. ઈન્શા અલ્લાહ તેની તકલીફ દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૪]

**૨૯ મિરગીની બીમારીથી શિફા માટે ચોથો અમલ**

સૂરએ 'તહરીમ', પારહ : ૨૮ સંપૂર્ણ પઢીને પાણી પર દમ કરીને મિરગી (વાઈ, ફેફરૂં, ફીટ, એપીલેપ્સી, હિસ્ટીરીયા)ના બીમારને પિવડાવે. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૪]

**30 મિરગીની બીમારીથી શિફા માટે પાંચમો અમલ**

જે માણસ સૂરએ 'સજદહ' (પારહ : ૨૧) પૂરી કાગળ પર લખીને પોતાની પાસે રાખશે તો ઈન્શા અલ્લાહ તેને મિરગી (વાઈ, ફેફરૂં, ફીટ, એપીલેપ્સી, હિસ્ટીરીયા)ની બીમારી થશે નહિ.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૪]

**૩૧ મિરગીની બીમારીથી શિફા માટે છઠ્ઠો અમલ**

- સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ'), સંપૂર્ણ,
- 'આયતુલ્ કુર્સી' [સૂરએ 'બ–ક–રહ', આયત નંબર : ૨૫૫] અને
- સૂરએ 'જિન' (પારહ : ૨૯)ની શરૂની પાંચ આયતો

પઢીને મિરગી (વાઈ, ફેફરૂં, ફીટ, એપીલેપ્સી, હિસ્ટીરીયા)ના રોગી પર પર દમ કરવાથી અને પાણી પર પઢીને તેના મોંઢા પર છાંટવાથી ઈન્શા અલ્લાહ મિરગીનો રોગ દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૫]

## ☐ લકવો (પેરાલિસિસ)

**૩૨ લકવાની બીમારીથી શિફા માટે પહેલો અમલ**

જે માણસને લકવો (પેરાલિસિસ) થઈ ગયો હોય તો :

- સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૧૪૪ ને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બીમારને ગળામાં પહેરાવે આવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. અથવા
- એ જ આયતને ૧૦૧ (એક સો એક) વખત પઢીને પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૧, ૧૪૨]

## 33 લકવાની બીમારીથી શિફા માટે બીજો અમલ

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) ફરમાવે છે કે :

કોઈ કામિલ બુઝુર્ગ પાસે 'બિસ્મિલ્લાહ શરીફ' સહિત સૂરએ 'ઝિલઝાલ' (પારહ : ૩૦) કાગળમાં લખાવી પવિત્ર વાસણમાં મૂકી તેમાં પાણી ભરી પીતો રહે. ૨૧ (એકવીસ) દિવસ સતત પીવાથી ઈન્શા અલ્લાહ આરામ થશે. [આધારગ્રંથ : ૨૭ / પાનું : ૯૭]

## ૩૪ લકવાની બીમારીથી શિફા માટે ત્રીજો અમલ

- સૂરએ 'મુઝ્ઝમ્મિલ' (પારહ : ૨૯),
- સૂરએ 'યાસીન' (પારહ : ૨૨) અને
- સૂરએ 'જુમુઅહ' (પારહ : ૨૮)

૪૧ (એકતાલીસ) વખત પઢવામાં આવે.

- શરૂમાં અને અંતે દુરૂદ શરીફ પઢવામાં આવે.

ઉપરની તમામ સૂરહ પઢી પાણી પર દમ કરી બીમારના શરીર પર માલીશ કરવામાં આવે અને થોડું પાણી દવામાં મેળવવામાં આવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૪૦]

## ☐ શરીરનું કોઈ અંગ સતત ધ્રૂજવું (પાર્કિન્સન્સ)

### ૩૫ શરીરના સતત ધ્રૂજતા અંગથી શિફાનો પહેલો અમલ

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ط
اَلرَّحْمٰنُ لا عَلَّمَ الْقُرْاٰنَ ط خَلَقَ الْاِنْسَانَ لا
عَلَّمَهُ الْبَيَانَ ط اَلشَّمْسُ وَالْقَمَرُ بِحُسْبَانٍ لا

(سورۃ 'الرحمٰن': ۱تا۵) (સૂરએ 'રહમાન' : ૧ થી ૫)

- કોઈ ચિકણા કાગળ પર ઉપરોકત આયતો લખી એક તા'વીઝ બીમારને ગળામાં પહેરાવે.
- અને દરરોજ એક તા'વીઝ સવારે પાણીથી ધોઈને ખાલી પેટે પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૮૦]

### ૩૬ શરીરના સતત ધ્રૂજતા અંગથી શિફાનો બીજો અમલ

સૂરએ 'તતૂફીફ'ની આયત નંબર : ૪, ૫, ૬ ને૩૦૦૦ (ત્રણ હજાર) વખત પઢીને ઝયતૂનના તેલ પર દમ કરીને ધ્રૂજતા અંગ પર માલિશ કરે. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૧]

## ☐ બુદ્ધિ (અક્કલ)

### ૩૭ મંદ બુદ્ધિથી શિફા મેળવવા માટે અમલ

وَعَلَّمَكَ مَا لَمْ تَكُنْ تَعْلَمُ ط

وَكَانَ فَضْلُ اللّٰهِ عَلَيْكَ عَظِيْماً ط (سورۂ نساء:۱۱۳)

**'વ અલ્લ-મ-ક મા લમ્ તકુન્ તઅ્લમ્. વ કા-ન ફઝ્લુલ્લાહિ અલય્-ક અઝીમા.'** (સૂરએ 'નિસાઅ' : ૧૧૩)

મંદ બુદ્ધિના બાળકને અથવા તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી)ને ઉપરોકત આયત દરરોજ ૧૨૧ (એક સો એકવીસ) વખત પઢીને પાણી ઉપર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ તેની બરકતથી બુદ્ધિ ખિલશે. [આધારગ્રંથ : ૧૯, ૩૦ / પાનું નં. : અનુક્રમે : ૧૩૯, ૧૭૦]

**૩૮ બુદ્ધિ તેજ કરવા ઈલ્મ મેળવવા માટે અમલ**

وَلَقَدِاخْتَرْنٰهُمْ عَلٰى عِلْمٍ عَلَى الْعٰلَمِيْنَ ط (سورۂ دخان:۳۲)

**'વ-લ કદિખ્તરનાહુમ્ અલા ઈલ્મિન્ અલલ્ આલમીન.'**

જેને ઈલ્મ હાસિલ કરવાનો શોખ હોય અને તે ચાહતો હોય કે તે આલિમ બને તે દરરોજ ઉપરોકત આયતને પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા કામિયાબી થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૪૩, ૧૪૪]

**૩૯ દિમાગ ચાલતું ન હોય, ઠોઠ હોય તેનાથી શિફા માટે અમલ**

ચીનીની રકાબી પર ઝાફરાન (કેસર) વડે સૂરએ 'તા-હા'ની આયત નંબર : ૨૫ થી ૨૮ લખી પિવડાવે. ઈન્શા અલ્લાહ દિમાગ તેજ થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૪૦]

☐ **ડિપ્રેશન (હતાશા, ઉદાસી, ચિંતા)**

## ૪૦ ડિપ્રેશન (હતાશા, ઉદાસી, ચિંતા)થી શિફા માટે અમલ

સૂરએ 'નૂહ' (પારહ : ૨૯)ની દરરોજ તિલાવત કરવાથી ઈન્શા અલ્લાહ ડિપ્રેશનથી હિફાઝત થશે અને જો ડિપ્રેશન હશે તો મટી જશે

## ☐ માનસિક સમતોલન

## ૪૧ માનસિક સમતોલન મેળવવા માટે અમલ

- જયારે પણ બીમાર પાણી પીએ તો દરેક ઘૂંટ પાણી પર '**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**' પઢીને દમ કરીને પીએ. અથવા
- '**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**' ઝાફરાન (કેસર) અને ગુલાબના પાણીથી એક પ્લેટ પર લખીને ધોઈને સવારે ખાલી પેટે પિવડાવે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૬૯]

## ૪૨ એકલા, એકલા પોતાની જાતથી વાત કરવાની આદતથી શિફા માટે અમલ

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ج اَلْحَیُّ الْقَیُّوْمُ ط (سورۂ بقرہ:۲۵۵)

**'અલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુ. અલ્ હય્યુલ્ કય્યૂમ.'**

- ૯૦ (નેવું) દિવસ સુધી દરરોજ એક વખત ઉપરોકત આયત પઢીને સવારે સૂરજ નીકળવા પહેલાં પાણીના માટલામાં અથવા બાટલામાં દમ કરે અને બીમારને પીવા માટે આ જ પાણી આપે.
- જો બીમાર પોતે અમલ કરવાની હાલતમાં હોય તો આ જ આયત સવારે અને રાત્રે સૂવા પહેલાં એક વખત પઢીને હાથો પર દમ કરે

અને બન્ને હાથ મોંઢા પર ફેરવી લે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૬૮]

### ૪૩ ગાંડપણથી શિફા માટે પહેલો અમલ

૭ (સાત) કૂવાના પાણી પર સૂરએ 'જિન્ન' (પારહ : ૨૯)ની શરૂની ૧ થી ૧૦ આયતો ૧૧ (અગિયાર) વખત પઢીને દમ કરે અને બીમાર માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. આ અનુભવસિદ્ધ અમલ છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૫]

### ૪૪ ગાંડપણથી શિફા માટે બીજો અમલ

૭ (સાત) કૂવાના પાણી પર સૂરએ 'ફલક' ('કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક') અને સૂરએ 'નાસ' ('કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ') (પારહ : ૩૦)ને ૧૧ (અગિયાર) વખત પઢીને દમ કરે અને બીમાર માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. આ અનુભવસિદ્ધ અમલ છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૫]

### ૪૫ બેહૂદા વાતો કરવી

لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ ط (سورہ بقرہ:۲۲۵)

ઉપરોકત આયત કાગળ પર લખીને બીમારના માથા પર બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૬]

## ☐ વહેમ અને શંકા

### ૪૬ વહેમી (શંકાશીલ) મગજથી શિફા માટે પહેલો અમલ

દરેક નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત :

- સૂરએ 'ફલક' ('કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક') અને
- સૂરએ 'નાસ' ('કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ') (પારહ : ૩૦) અને
- નીચેની આયત પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

مَاجِئْتُمْ بِهِ لا السِّحْرُ ط اِنَّ اللّٰهَ سَيُبْطِلُهٗ ط
اِنَّ اللّٰهَ لَا يُصْلِحُ عَمَلَ الْمُفْسِدِيْنَ ط (سورۂ یونس:۸۱)

**'મા જિઅ્તુમ્ બિહિસ્સિહર. ઈન્નલ્લા–હ સ યુબ્તિલુહ. ઈન્નલ્લા–હ લા યુસ્લિહુ અ–મ–લલ્ મુફસિદીન.'**

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૬]

### ૪૭ વહેમી (શંકાશીલ) મગજથી શિફા માટે બીજો અમલ

સૂરએ 'રૂમ'ની આયત નંબર : ૫૦ ને ૩૧૩ (ત્રણ સો તેર) વખત પઢી ચમેલીના તેલ પર દમ કરીને બીમારના માથા પર માલિશ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૬]

### ૪૮ વહેમી (શંકાશીલ) મગજથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'કા–ફ'ને કાગળ પર સંપૂર્ણ લખીને પાણીથી ધોઈને તે પાણી પિવડાવે. (ઈ.અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૭]

## ☐ ગુસ્સો

### ૪૯ ગુસ્સો અને ઝિદ દૂર થવા માટે પહેલો અમલ

يَا نَارُ كُوْنِىْ بَرْدًا وَّسَلٰمًا عَلٰٓى اِبْرَاهِيْمَ ط

(سورۂ انبیاء:٦٩) (સૂરએ 'અમ્બિયા' : ૬૯)

**'યા નારુ કૂની બર્દવ્ વ સલામન્ અલા ઈબરાહીમ.'**

ગુસ્સા અને ઝિદને દૂર કરવા માટે આ આયતને દરરોજ પઢતા રહે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૩, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૪૩, ૧૮૦]

## ૫૦ ગુસ્સો અને ઝિદ દૂર થવા માટે બીજો અમલ

وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ النَّاسِ ط

وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ط (سورۂ آل عمران:١٣٤)

**'વલ્કાઝિમીનલ્ ગૈ-ઝ વલ્આફી-ન અનિન્નાસ. વલ્લાહુ યુહિબ્બુલ્ મુહસિનીન.'** ('આલિ ઈમરાન' : ૧૩૪)

- આ આયતને ખાંડ પર ૧૦૧ (એકસો એક) વખત પઢીને બીમારને ખવડાવે.
- આ અમલ ૨૧ (એકવીસ) દિવસ સુધી કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૪, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૧૧, ૧૬૫]

## ૫૧ ગુસ્સો અને ઝિદ દૂર થવા માટે ત્રીજો અમલ

وَاَلَنَّا لَهُ الْحَدِيْدَ ط (سورۂ سبا:١٠)

**'વ અલન્ના લહુલ્ હદીદ.'** (સૂરએ 'સબા' : ૧૦)

ઉપરોકત આયત પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૧૭]

**૫૨ ગુસ્સો અને ઝિદ દૂર થવા માટે ચોથો અમલ**

اِنَّهُمْ يَكِيْدُوْنَ كَيْدًا ۙ (سورۂ طارق:۱۵)

**'ઈન્નહુમ્ યકીદૂ-ન કય્દા.'** (સૂરએ 'તારિક' : ૧૫)

ઉપરોક્ત આયત શરીફ પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહુ તઆલા શિફા થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૧૮]

**૫૩ ગુસ્સો અને ઝિદ દૂર થવા માટે પાંચમો અમલ**

**'અઊઝુ બિલ્લાહિ મિનશ્શય્તા નિર્રજીમ'** વધુ પ્રમાણમાં પઢતા રહો. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૩]

☐ **યાદશક્તિ**

**૫૪ ભૂલી જવાની બીમારીથી શિફા માટે પહેલો અમલ**

قَالُوْا سُبْحٰنَكَ لَا عِلْمَ لَنَا اِلَّا مَا عَلَّمْتَنَا ۖ
اِنَّكَ اَنْتَ الْعَلِيْمُ الْحَكِيْمُ ۖ (سورۂ بقرہ:۳۲)

**'કાલૂ સુબ્હા-ન-ક લા ઈલ્મ લના ઈલ્લા મા અલ્લમ્તના. ઈન્ન-ક અન્તલ્ અલીમુલ્ હકીમ.'**

સૂવા પહેલાં આ આયતને ૧૧ (અગિયાર) વખત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નં. : અનુક્રમે : ૨૮, ૧૨૨]

**૫૫ ભૂલી જવાની બીમારીથી શિફા માટે બીજો અમલ**

ભૂલી જવાની બીમારીથી શિફા માટે દરેક ફર્ઝ નમાઝ પછી :

● ૧૩ (તેર) વખત :

رَبِّ زِدْنِي عِلْماً ط (سورۂ طٰہٰ:۱۱۴)

'રબ્બિ ઝિદની ઈલ્મા.' (સૂરએ 'તા–હા' : ૧૧૪)

● અને ૧૧ (અગિયાર) વખત નીચેની આયત પઢવામાં આવે :

رَبِّ اشْرَحْ لِي صَدْرِي لا وَيَسِّرْ لِي أَمْرِي لا وَاحْلُلْ عُقْدَةً مِّنْ لِّسَانِي لا يَفْقَهُوا قَوْلِي ط (سورۂ طٰہٰ:۲۵تا۲۸)

રબ્બિશ્રહ્ લી સદ્રી. વ યસ્સિર લી અમ્રી. વહ્લુલ્ ઉક્દતમ્ મિલ્ લિસાની. યફ્કહૂ કવ્લી.' ('તા–હા' : ૨૫ થી ૨૮)

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૧]

## ૫૬ ભૂલી જવાની બીમારીથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'ઈન્શિરાહ', ('અલમ્ નશ્રહ') પારહ : ૩૦ ને ચીનીની પ્લેટ પર ગુલાબના પાણી અને ઝાફરાન (કેસર)થી લખી ૪૧ (એકતાલીસ) દિવસ સુધી દરરોજ પિવડાવે. ભૂલી જવાની બીમારી માટે અત્યંત અનુભવસિદ્ધ છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૨]

## ૫૭ ભૂલી જવાની બીમારીથી શિફા માટે ચોથો અમલ

إِنَّا نَحْنُ نُحْيِ الْمَوْتٰى وَنَكْتُبُ مَا قَدَّمُوا وَاٰثَارَهُمْ ط وَكُلَّ شَيْءٍ أَحْصَيْنٰهُ فِيٓ إِمَامٍ مُّبِيْنٍ ط (سورۂ یٰس:۱۲)

ઉપરોક્ત આયત ખાંડ નાંખેલા લીબૂના પાણીથી કાગળ પર લખી ધોઈને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૨]

**૫૮ યાદશક્તિ તેઝ કરવા માટે પહેલો અમલ**

سَنُقْرِئُکَ فَلَا تَنْسٰٓی ۙ اِلَّا مَاشَآءَ اللّٰهُ ؕ
اِنَّهٗ یَعْلَمُ الْجَهْرَ وَمَا یَخْفٰی ؕ وَنُیَسِّرُکَ لِلْیُسْرٰی ۚ

**'સ નુકરિઉ-ક ફ લા તન્સા. ઈલ્લા મા-શાઅલ્લાહ.**
**ઈન્નહૂ યઅ્લમુલ્ જહ્-ર વ મા યખ્ફા.**
**વ નુયસ્સિરુ-ક લિલ્ યુસ્રા.'** (સૂરએ 'અઅ્લા' : ૬ થી ૮)

દરરોજ ઈશાની નમાઝ પછી ઉપરોકત આયતને ૪૧ (એકતાલીસ) વખત પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા વર્ષોની વાતો યાદ રહેશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૪૨]

**૫૯ યાદશક્તિ તેઝ કરવા માટે બીજો અમલ**

اَفَمَنْ شَرَحَ اللّٰهُ صَدْرَهٗ لِلْاِسْلَامِ
فَهُوَعَلٰی نُوْرٍ مِّنْ رَّبِّهٖ ؕ (سورۂ زمر:۲۲)

**'અ ફ મન્ શ-ર-હલ્લાહુ સદ્-રહૂ લિલ્ ઈસ્લામિ ફ હુ-વ અલા નૂરિમ્ મિર્રબ્બિહ.'** (સૂરએ 'ઝુમર' : ૨૨)

કોઈ પણ ફર્ઝ નમાઝ પછી ઉપરોકત આયતને ૪૧ (એકતાલીસ) વખત પઢીને પોતાના સીના પર દમ કરી દે. ઈન્શા અલ્લાહ ફાયદો થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૪૦, ૧૪૧]

**૬૦ યાદશક્તિ તેઝ કરવા માટે ત્રીજો અમલ**

سَنُقْرِئُکَ فَلَا تَنْسٰٓی ؕ اِلَّا مَاشَآءَ اللّٰهُ. (سورۂ اعلیٰ:۶،۷)

**'સનુકરિઉ–ક ફ લા તન્સા. ઈલ્લા મા શા–અલ્લાહ.'**

આ આયતને ૭ (સાત) વખત પઢીને પોતાના પર અથવા બીમાર પર દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.[આધારગ્રંથ : ૫ / ૨૭]

## ૬૧ યાદશક્તિ તેઝ કરવા માટે ચોથો અમલ

وَعَلَّمَکَ مَا لَمْ تَکُنْ تَعْلَمُ ط
وَکَانَ فَضْلُ اللّٰہِ عَلَیْکَ عَظِیْماً ط (سورۂ'انبیاء':۱۱۳)

**'વ અલ્લ–મ–ક મા લમ્ તકુન્ તઅ્લમુ. વ કા–ન ફઝલુલ્લાહિ અલય–ક અઝીમા.'** (સૂરએ 'અમ્બિયા' : ૧૧૩)

આ આયતને ૧૨૧ (એકસો એકવીસ) વખત પઢીને પાણી પર દમ કરીને દરરોજ પિવડાવે. ઈન્શા અલ્લાહુ તઆલા શિફા થશે.

[આધારગ્રંથ : ૪ / પાનું : ૧૮]

## ૬૨ યાદશક્તિ તેઝ કરવા માટે પાંચમો અમલ

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمُ

**'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** ને ૭૮૬ (સાતસો છયાંસી) વખત પઢીને પાણી પર દમ કરીને સૂરજ નીકળતી વખતે પીએ. ઈન્શા અલ્લાહુ તઆલા દિમાગ ખુલી જશે, યાદશકિત તેઝ થઈ જશે.

[આધારગ્રંથ : ૨૯ / પાનું : ૧૧૪]

## ૬૩ દરેક વાત યાદ રહે તે માટે અમલ

સૂરએ 'મુહમ્મદ' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પારહ : ૨૬ ને કાગળ પર લખીને ઝમઝમના પાણીથી ધોઈને પીવાથી જે વાત

સાંભળશે તે (ઈ. અ.) યાદ રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૯]

## ☐ ઊંઘ

### ૬૪ બીમારને ઊંઘ આવવા અને સુકૂન થવા માટે અમલ

સૂરએ 'મુજાદલહ', પારહ : ૨૮ ને બીમાર માણસની પાસે પઢવાથી તેને ઈન્શા અલ્લાહ ઊંઘ આવી જશે અને સુકૂન હાસિલ થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૯]

### ૬૫ ઊંઘ આવવા માટે પહેલો અમલ

اِنَّ اللّٰـهَ وَمَـلٰٓئِكَتَهٗ يُصَلُّوْنَ عَلَى النَّبِيِّ ؕ يٰٓاَيُّهَا الَّذِيْنَ
اٰمَـنُوْا صَلُّوْا عَلَيْهِ وَسَلِّمُوْا تَسْلِيْمًا (سورۂ احزاب:۵۶)

**'ઈન્નલ્લા-હ વ મલાઈ-ક-તહૂ યુસલ્લૂ-ન અલન્નબિય્યિ. યા અય્યુહલ્લઝી-ન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા.'** ('અહઝાબ' : ૫૬)

આ આયતને બિસ્તર પર સૂવા પહેલાં ૧૧ (અગિયાર) વખત પઢે અને તે પછી દુરૂદ શરીફ પઢે. ઈન્શા અલ્લાહ ફાયદો થશે.

[આધારગ્રંથ : ૫ / પાનું : ૨૯]

### ૬૬ ઊંઘ આવવા માટે બીજો અમલ

સૂતા સમયે ૭ (સાત) વખત સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૯૭, ૯૮ પઢે. ઈન્શા અલ્લાહ ઊંઘ આવશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૨]

### ૬૭ ઊંઘ આવવા માટે ત્રીજો અમલ

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૧ થી ૪ વારંવાર પઢવાથી ઈન્શા અલ્લાહ ઊંઘ આવી જશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૦૭]

### ૬૮ ઊંઘનું પ્રમાણ ઓછું કરવા માટે પહેલો અમલ

જો કોઈ માણસને ઊંઘ વધારે આવતી હોય તો સૂતા સમયે સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૫૪, ૫૫, ૫૬ પઢી લે તો ઈન્શા અલ્લાહ ઊંઘ ઓછી થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૩]

### ૬૯ ઊંઘનું પ્રમાણ ઓછું કરવા માટે બીજો અમલ

સૂતા સમયે સૂરએ 'ક–હ–ફ'ના છેલ્લા રુકૂઅની આયતોને પઢવાથી ઈન્શા અલ્લાહ ઊંઘનું પ્રમાણ ઓછું થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૪]

### ૭૦ ઊંઘમાં શયતાનથી હિફાઝત માટે અમલ

સૂતા સમયે 'આયતુલ્ કુર્સી' (સૂરએ 'બ–ક–રહ' : ૨૫૫) પઢી લો. ઈન્શા અલ્લાહ શયતાનથી હિફાઝત થશે.

[આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૧]

### ૭૧ રાતે ચોક્કસ સમયે જાગવા માટે પહેલો અમલ

(૧) હઝરત ઝિર બિન હુબૈશ રદિયલ્લાહુ અન્હુ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી નકલ ફરમાવે છે કે :

"જે માણસ સૂરએ 'ક–હ–ફ'ની છેલ્લી આયત નંબર : ૧૧૦ આ ઈરાદાથી પઢે કે રાતના ફલાણા સમયે ઊંઘમાંથી જાગૃત થઈ જાઉં અને મારી આંખ ખુલી જાય તો અલ્લાહ તઆલા તેને નિર્ધારિત સમય પર જાગૃત ફરમાવી દે છે."

(૨) હઝરત આઈશહ રદિયલ્લાહુ તઆલા અન્હુ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદે ગિરામી નકલ ફરમાવે છે કે :

"શું હું આપ લોકોને એવી સૂરત બતાઉં ?

- જેના અઝીમુશ્શાન (મહાન) સવાબે આસમાન અને જમીનના ખાલી ભાગને ભરી દીધો. અને
- જેના લખનારાઓના માટે પણ પઢનારાઓની જેમ એટલો જ સવાબ છે.
- જે માણસ તેને જુમ્અહના દિવસે પઢે, અલ્લાહ તઆલા બીજી જુમ્અહ સુધીના બધાં ગુનાહ માફ ફરમાવી દે છે. અને
- જે માણસ આ સૂરતની અંતિમ પાંચ આયતોને સૂવાથી પહેલાં પઢે છે તો તેની બરકતથી રાતના જે સમયે ઉઠવા ચાહે, અલ્લાહ તઆલા તે જ સમયે જાગૃત ફરમાવી દે છે.

તે સૂરત સૂરએ 'ક–હ–ફ' છે."

[આધારગ્રંથ : ૧૭ / પાનું : ૧૬૧]

### ૭૨ રાતે ચોક્કસ સમયે જાગવા માટે બીજો અમલ

એક આરિફથી મન્કૂલ છે કે સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૧૨૫ ને જો સૂતી વખતે પઢે, તો જે સમયે જાગવાનો ઈરાદો હોય ત્યારે ઈન્શા અલ્લાહ આંખ ખૂલી જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧]

☐ **ખ્વાબ (સ્વપ્ન)**

## ૭૩ ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થવા માટે પહેલો અમલ

- જુમ્અહની રાત્રે ૨ (બે) રકા'ત નફિલ નમાઝ પઢે.
- દરેક રકા'તમાં સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') પછી 'આયતુલ્ કુર્સી' ૧ (એક) વખત તથા સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્હુવલ્લાહુ અહદ') ૧૫ (પંદર) વખત પઢે.
- નમાઝ પઢયા પછી સાફ દિલથી પાક બિસ્તર પર ચુપચાપ સૂઈ જાય.

(ઈ.અ.) અલ્લાહ તઆલાના હુકમથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થશે. [આધારગ્રંથ : ૨૭ / પાનું : ૯૩]

## ૭૪ ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થવા માટે બીજો અમલ

**'ઈન્નલ્લા-હ વ મલાઈ-ક-તહૂ યુસલ્લૂ-ન અલન્નબિય્યિ. યા અય્યુહલ્લઝી-ન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા.'** (સૂરએ 'અહઝાબ' : ૫૬)

- રાતે પાક બિસ્તર પર ખૂશબૂ લગાવીને, બા વુઝૂ, સુન્નત તરીકાથી સૂએ.
- સૂતી વખતે અમલ નંબર : ૬૫ માં લખેલી ઉપરની આયતને ૧૦૦ (એક સો) વખત પઢે અને અંતમાં દુરૂદ શરીફ પઢે.
- (ઈ.અ.) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખ્વાબમાં ઝિયારત થશે.

[આધારગ્રંથ : ૧, ૧૯ , ૩૦ / પાના નં. : અનુક્રમે : ૭૨, ૧૪૬, ૧૭૬]

## ૭૫ ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થવા માટે ત્રીજો અમલ

જુમ્અહની રાત્રે :

- ૧૦૦૦ (એક હજાર) વખત સૂરએ 'કવસર' :

**('ઈન્ના અઅ્તયૂના કલ્ કવ્સર. ફ સલ્લિ લિ રબ્બિ-ક વન્હર. ઈન્ન શાનિ-અ-ક હુવલ્ અબ્તર')**

- અને ૧૦૦૦ (એક હજાર) વખત દુરૂદ શરીફ પઢે.

ઈન્શા અલ્લાહ ખ્વાબમાં હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતથી મુશર્રફ થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૭, ૨૦]

## ૭૬ ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થવા માટે ચોથો અમલ

શૈખ અબ્દુલ કાદિર મુહદ્દિસ દહેલવી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની એક કિતાબમાં લખ્યું છે કે :

- જુમ્અહની રાત્રે ૨ (બે) રકા'ત નફિલ નમાઝ પઢે.
- દરેક રકા'તમાં ૧૧ (અગિયાર) વખત 'આયતુલ્ કુર્સી' અને
- ૧૧ (અગિયાર) વખત 'સૂરએ ઈખ્લાસ' ('કુલ્ હુવલ્લાહ') પઢે
- અને સલામ ફેરવ્યા પછી :

૧૦૦ (એક સો) વખત આ દુરૂદ શરીફ પઢે :

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મ-દનિલ્ ઉમ્મિય્યિ વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમ'**

તો ઈન્શા અલ્લાહ ૩ (ત્રણ) જુમ્અહ ગુજરશે નહિ કે ખ્વાબમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત નસીબ થશે.''

[આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૧૩]

## ૭૭ ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થવા માટે પાંચમો અમલ

૨ (બે) રકા'ત નફિલ નમાઝ આ રીતે પઢે :

- દરેક રકા'તમાં સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') પઢયા પછી
- ૨૫ (પચ્ચીસ) વખત સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુવલ્લાહ') પઢે. અને
- સલામ ફેરવવા પછી ૧૦૦૦ (એક હજાર) વખત :

**'સલ્લલ્લાહુ અલન્નબિય્યિલ્ ઉમ્મિય્યિ'**

પઢે તો ઈન્શા અલ્લાહ ખ્વાબમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત નસીબ થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૧૪]

## ૭૮ ખ્વાબમાં કોઈ બુઝુર્ગની ઝિયારત થવા માટે અમલ

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી રહમતુલ્લાહિ અલયહિ ઈર્શાદ ફરમાવે છે કે :

"કોઈ કામિલ બુઝુર્ગના મુરીદ બની દરરોજ ઈશાની નમાઝ પછી સૂવા પહેલાં :

- 'આયતુલ્ કુર્સી' તથા ચાર કુલ પઢીને છાતી પર દમ કરે.
- ત્યાર પછી ૧૦ (દસ) વખત સૂરએ 'ફાતિહા' પઢે.
- તે પછી અલ્લાહ તઆલાના ૯૯ (નવ્વાણું) નામો પઢે.
- તે પછી રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ૯૯ (નવ્વાણું) નામો પઢી જમણી તેમજ ડાબી તરફ ફૂંક મારે.
- તે પછી ૧૦૦ (એક સો) વખત 'દુરૂદ શરીફ' પઢી માથા પર ફૂંક મારે.
- તે પછી સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') પઢતો પઢતો, જે બુઝુર્ગની ઝિયારતનો ઈરાદો હોય તેનો ખ્યાલ કરીને સૂઈ જાય.

ઈન્શા અલ્લાહ તે બુઝુર્ગની ખ્વાબમાં ઝિયારત થશે.

[આધારગ્રંથ : ૨૭ / પાનું : ૯૩]

## ૭૯ બુરા ખ્વાબોથી હિફાઝત માટે પહેલો અમલ

સૂરએ 'ઈન્શિરાહ' (અલમ્ નશ્રહ, પારહ : ૩૦) સૂવાથી પહેલાં ૯ (નવ) વખત સંપૂર્ણ પઢી લે. ઈન્શા અલ્લાહ બુરા ખ્વાબો અને વસવસા આવશે નહિ. [આધારગ્રંથ : ૩ / પાનું : ૩૪]

## ૮૦ બુરા ખ્વાબોથી હિફાઝત માટે બીજો અમલ

- સૂરએ 'યૂનુસ'ની આયત નંબર : ૬૪ ને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરે.
- અથવા સૂતા સમયે એ આયતને પઢી લે.

ઈન્શા અલ્લાહ બુરા ખ્વાબોથી હિફાઝતમાં રહેશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૮૨]

## ૮૧ બુરા ખ્વાબોથી હિફાઝત માટે ત્રીજો અમલ

સૂતા સમયે સૂરએ 'મઆરિજ' પઢી લે તો ઈન્શા અલ્લાહ બુરા ખ્વાબોથી હિફાઝતમાં રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૮૨]

## ૮૨ બુરા ખ્વાબ (સ્વપ્ન)ના નુકસાનથી હિફાઝત માટે અમલ

બુરો ખ્વાબ દેખાય ત્યારે ૩ (ત્રણ) વખત :

أَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ

**'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ.'**

પઢીને ડાબી તરફ થૂ થૂ કરી દે. ઈન્શા અલ્લાહ એના નુકસાનથી હિફાઝત રહેશે. [આધારગ્રંથ : ૧૭ / પાનું : ૧૮૩]

## ☐ આંખ

## ૮૩ આંખની દરેક બીમારી, દુ:ખાવા અને રતાશથી શિફા અને રોશની માટે પહેલો અમલ

- ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢે, તે પછી
- ૭ (સાત) વખત આ આયત પઢે,

فَکَشَفۡنَا عَنۡکَ غِطَآئَکَ فَبَصَرُکَ الۡیَوۡمَ حَدِیۡدٌ ط

(سورہ ‘قٓ’:۲۲) (સૂરએ ‘કા-ફ’ : ૨૨)

**‘ફ કશફના અન્ક ગિતા-અ-ક ફ બ-સરુકલ્ યવ્-મ હદીદ.’**

- અંતમાં ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢે.
- આ પ્રમાણે દરેક ફર્ઝ નમાઝ પછી પઢીને બન્નેવ હાથોના અંગૂઠા પર દમ કરીને આંખો પર ફેરવે.
- ઈન્શા અલ્લાહ આંખની દરેક બીમારીથી શિફા થશે.

[આધારગ્રંથ : ૧ / પાનું : ૧૩]

## ૮૪ આંખની દરેક બીમારીથી શિફા અને રોશની માટે બીજો અમલ

વુઝૂ કર્યા પછી આસમાનની તરફ નજર કરીને એક વખત સૂરએ ‘કદ્ર’ પઢી લે તો ઈન્શા અલ્લાહુ તઆલા આંખોની રોશનીમાં કમી ન થશે. [આધારગ્રંથ : ૧૧, ૧૪ / પાના નંબર : અનુક્રમે : ૧૪૨, ૬]

## ☐ આંખનો દુ:ખાવો

## ૮૫ આંખના દુ:ખાવા અને રતાશથી શિફા માટે પહેલો અમલ

આંખના દુ:ખાવાવાળા માણસ પર દરરોજ સવારના સમયે સૂરએ 'નૂર'ની આયત નંબર : ૩૫ થી ૩૮ (ચાર આયતો) ૩ (ત્રણ) વખત પઢીને દમ કરવામાં આવે. ઈન્શા અલ્લાહ આંખનો દુ:ખાવો દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૪૦]

## ૮૬ આંખના દુ:ખાવા અને રતાશથી શિફા માટે બીજો અમલ

- સૂરએ 'હા–મીમ અસ્સજદહ' (પારહ : ૨૪) સંપૂર્ણ સૂરહને લખીને પાણીથી ધોઈને તેમાં સુરમો વાટીને લગાવે.
- અથવા તે પાણીથી આંખ ધૂએ. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૪૦, ૧૨૭]

## ૮૭ આંખના દુ:ખાવા અને રતાશથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'મુલ્ક' (પા. : ૨૯) સંપૂર્ણ પઢીને આંખ પર દરરોજ ત્રણ વખત દમ કરે. (ઈ.અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૪૦]

## ૮૮ આંખના દુ:ખાવા અને રતાશથી શિફા માટે ચોથો અમલ

(૧) સૂરએ 'યૂસુફ'ની આયત નંબર : ૯૩ ને અને
(૨) સૂરએ 'કા–ફ'ની આયત નંબર : ૨૨ ને

કાગળ પર લખીને હાથ પર બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૧૪૦, ૧૨૭]

### ૮૯ આંખના દુ:ખાવા અને રતાશથી શિફા માટે પાંચમો અમલ

સૂરએ 'ફાતિહા' (અલ્હમ્દુ શરીફ)ને ફજરની સુન્નત અને ફર્ઝ દરમિયાન ૪૧ (એકતાલીસ) વખત પઢીને આંખ પર દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧૧ / ૧૪૧]

### ૯૦ આંખના દુ:ખાવા અને રતાશથી શિફા માટે છઠ્ઠો અમલ

- લાકડાંના તખ્ત પર કિબ્લહ તરફ મોંઢું કરીને વુઝૂ કરે.
- તે પછી ત્યાં જ બેસીને સૂરએ 'નૂર'ની આયત નંબર : ૩૧ ને ૧૦૦ (એક સો) વખત પઢે.
- પછી ગુલાબના પાણી પર દમ કરે.
- ડ્રોપરથી તે પાણીના ૩ (ત્રણ) ટીપાં બન્ને આંખોમાં નાંખે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૧૫]

### ૯૧ આંખના દુ:ખાવા અને રતાશથી શિફા માટે સાતમો અમલ

- શરૂ અને અંતમાં ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ પઢે અને
- વચમાં ૧૧ (અગિયાર) વખત સૂરએ 'કવ્સર' (ઈન્ના અઅ્તયના), (પારહ : ૩૦) પઢીને આંખ પર દમ કરે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૭]

### ૯૨ આંખના દુ:ખાવા અને રતાશથી શિફા માટે આઠમો અમલ

رَبَّنَآ اَتۡمِمۡ لَنَا نُوۡرَنَا وَاغۡفِرۡلَنَا ج
اِنَّکَ عَلٰی کُلِّ شَیۡءٍ قَدِیۡرٌ ط (سورۂ تحریم:۸)

**'રબ્બના અત્મિમ્ લના નૂ-રના વગ્ફિર લના.**
**ઈન્ન-ક અલા કુલ્લિ શયઈન્ કદીર.'**

ઉપરની આયત પઢીને આંખ પર દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૭]

### ૯૩ આંખના દુ:ખાવા અને રતાશથી શિફા માટે નવમો અમલ

- અમલ નંબર : ૯૨ માં લખેલી આયત દરરોજ સુન્નત અને ફર્ઝ નમાઝ વચ્ચે આયત ૧૫ (પંદર) વખત પઢે.
- ત્યાર બા'દ 'યા નૂરુ', 'યા બસીરુ' પઢી આ દુઆ પઢે :

**'અલ્લાહુમ્મ અન્તશ્શાફી અલ્લાહુમ્મ આફિન અન્તલ્ મુઆફી.'**

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૬]

## □ આંખની બીજી બીમારીઓ

### ૯૪ આંખના ઝખમથી શિફા માટે અમલ

સૂરએ 'હુ-મ-ઝહ' (પારહ : ૩૦) પઢીને આંખોના ઝખમ પર દમ કરે. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૮]

## ૯૫ આંખમાં મોતિયાથી શિફા માટે અમલ

સૂરએ 'યાસી–ન' (પારહ : ૨૨) સંપૂર્ણ પઢીને સુરમા પર દમ કરીને આંખો પર લગાવવાથી ઈન્શા અલ્લાહ મોતિયો સારો થઈ જશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૮]

## ૯૬ આંખમાં લાલ અથવા સફેદ ટપકાં (ફૂલું)થી શિફા માટે પહેલો અમલ

સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુવલ્લાહ') (પારહ : ૩૦) ૩ (ત્રણ) વખત પઢીને આંખો પર દમ કરે. ઈન્શા અલ્લાહ આંખમાંના ટપકાં (ફૂલુ) દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૮]

## ૯૭ આંખમાં લાલ અથવા સફેદ ટપકાં (ફૂલું)થી શિફા માટે બીજો અમલ

સૂરએ 'ઈબ્રાહીમ'ની આયત નંબર : ૧૨ ને કાગળ પર લખીને પોતાની પાસે રાખે. આંખમાં લાલ અથવા સફેદ ટપકાં (ફૂલું) થવાથી ઈન્શા અલ્લાહ હિફાઝતમાં રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૮]

## ૯૮ આંખમાં લાલ અથવા સફેદ ટપકાં (ફૂલું)થી શિફા માટે ત્રીજો અમલ

- સૂરએ 'હા મી–મ સજદહ' (પારહ : ૨૪)ને કાગળ પર લખીને પાણીથી ધૂએ.
- તે પાણીમાં સુરમો વાટીને આંખોમાં લગાવે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૮]

### ૯૯ રતાંધળાપણાથી શિફા માટે પહેલો અમલ

સૂરએ 'કિયામહ' પઢીને સુરમા પર દમ કરીને આંખો પર લગાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૯]

### ૧૦૦ રતાંધળાપણાથી શિફા માટે બીજો અમલ

સૂરએ 'યૂસુફ'ની આયત નંબર : ૨૧ ને સવારે અને સાંજે ૧૦૦ (એક સો) વખત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૦]

### ૧૦૧ આંખે ઓછું દેખાવાથી શિફાનો અમલ

સૂરએ 'નૂર'ની આયત નંબર : ૩૫ ને ૫ (પાંચ) વખત પઢીને આંગળીઓ પર દમ કરીને આંખો પર ફેરવે. ઈન્શા અલ્લાહ આંખોની જોવાની શકિત ઠીક થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૦]

## ☐ આંખની પાંપણ અને ભવાં

### ૧૦૨ આંખની આંજણીથી શિફાનો અમલ

لَا تُدْرِكُهُ الْاَبْصَارُ ز وَهُوَ يُدْرِكُ الْاَبْصَارَ ط

(سورۂ انعام:۱۰۳) (સૂરએ 'અન્આમ' : ૧૦૩)

**'લા તુદ્‌રિકુહુલ્ અબ્‌સારુ વ હુ-વ યુદ્‌રિકુલ્ અબ્‌સાર.**

એક વખત ઉપરોકત આયત પઢીને શહાદતની આંગળીના પોરવા પર દમ કરે અને હોંઠ લગાવીને આંખ પર આંજણીની જગા પર ફેરવે. થોડા દિવસ આ અમલ કરવાથી આંજણી ઈન્શા અલ્લાહ મટી જશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૦૪]

### ૧૦૩ આંખની પાંપણ અને ભવાંના દુઃખાવાથી શિફાનો અમલ

સૂરએ 'લુકમાન'ની આયત નંબર : ૨૭ ને ૭ (સાત) વખત પઢીને દમ કરે. (ઈ.અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૨૦]

## કાન

### ☐ કાનનો દુઃખાવો અને બહેરાશ

### ૧૦૪ કાનના દુઃખાવા અને બહેરાશથી શિફા માટે પહેલો અમલ

فَسَيَكْفِيْكَهُمُ اللّٰهُ ۚ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ؕ

(سورۂ بقرہ:۱۳۷) (સૂરએ 'બ–ક–રહ' : ૧૩૭)

**'ફ–સયકફી–કહુમુલ્લાહ. વ હુ–વસ્સમીઉલ્ અલીમ.**

- બન્ને હાથના અંગૂઠાની પાસેની બન્ને આંગળીઓના પોરવાં મેળવી દે.
- પછી ઉપરની આયત એક વખત પઢીને એ આંગળીઓના પોરવાં પર દમ કરે.
- પછી બન્ને આંગળીના પોરવાં ઉપર ઝબાનથી થૂંક લગાવે.
- પછી બન્ને આંગળીના પોરવાંને બન્ને કાનોમાં એવી રીતે નાંખે જેમ અઝાનના સમયે નાંખીએ છીએ.
- પછી ૩ (ત્રણ) વખત ઉપરની આયત પઢે અને આંગળીઓને કાનમાં હલાવતો રહે અને પઢી રહ્યા પછી કાઢી લે.

ઈન્શા અલ્લાહ કાનની દરેક તકલીફ દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૨ / પાનું : ૪૨]

## ૧૦૫ કાનના દુ:ખાવા અને બહેરાશથી શિફા માટે બીજો અમલ

كَاَنْ لَّمْ يَسْمَعْهَا كَاَنَّ فِىْٓ اُذُنَيْهِ وَقْرًا ۚ
فَبَشِّرْهُ بِعَذَابٍ اَلِيْمٍ ۚ (سورۂ لقمان:۷)

**'ક-અલ્લમ્ યસ્મઅ્હા ક-અન્ન ફી ઉઝુનયહિ વક્રા. ફ બશ્શિર્હુ બિ અઝાબિન્ અલીમ.** (સૂરએ 'લુકમાન' : ૭)

આ આયતને ૭ (સાત) વખત પઢીને કાનમાં દમ કરે. ઈન્શા અલ્લાહ દુ:ખાવો મટી જશે. [આધારગ્રંથ : ૩ / પાનું : ૬૦]

## ૧૦૬ કાનના દુ:ખાવા અને બહેરાશથી શિફા માટે ત્રીજો અમલ

وَاِذَا قُرِئَ الْقُرْاٰنُ فَاسْتَمِعُوْا لَهٗ
وَاَنْصِتُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ۚ (سورۂ اعراف:۲۰۴)

**'વ ઈઝા કુરિઅલ્ કુર્આનુ ફસ્તમિઊ લહૂ વ અન્સિતૂ લઅલ્લકુમ્ તુરહમૂન.'** (સૂરએ 'અઅ્રાફ' : ૨૦૪)

આ આયતને ૭ (સાત) વખત પઢીને બીમાર પર દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૩૦, ૧૩૩]

## ૧૦૭ કાનના દુ:ખાવા અને બહેરાશથી શિફા માટે ચોથો અમલ

સૂરએ 'ફલક' ('કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક') (પારહ :

૩૦)ને ૩ (ત્રણ) વખત પઢીને એક ચમચી પાણી અથવા દૂધ પર દમ કરીને પિવડાવે. (ઈ.અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૩૫]

**૧૦૮ કાનના દુઃખાવા અને બહેરાશથી શિફા માટે પાંચમો અમલ**

સરસવનું શુદ્ધ તેલ હળવું ગરમ કરીને તેના પર ૧ (એક) વખત સૂરએ 'ફલક' ('કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક') (પારહ : ૩૦) પઢીને દમ કરે અને દુઃખતા કાનમાં થોડાં ટીપાં નાંખે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૭૫]

**૧૦૯ કાનના દુઃખાવા અને બહેરાશથી શિફા માટે છઠ્ઠો અમલ**

اِنَّ السَّمْعَ وَالْبَصَرَ وَالْفُؤَادَ كُلُّ اُولٰٓئِكَ كَانَ عَنْهُ مَسْئُوْلًا ط (سورۂ بنی اسرآئیل:۳۶)

**'ઈન્નસ્સમ્-અ વલ્ બ-સ-ર વલ્ ફુઆ-દ કુલ્લુ ઉલાઈ-ક કા-ન અન્હુ મસ્ઊલા.'** (સૂરએ 'બની ઈસરાઈલ' : ૩૬)

ઉપરોકત આયતને પઢી સરસવના તેલ પર દમ કરી કાનમાં ટપકાવે. ઈન્શા અલ્લાહ દુઃખાવો સારો થઈ જશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૧]

**૧૧૦ કાનના દુઃખાવાથી, બહેરાશથી અને પરૂં નીકળવાથી શિફા માટે અમલ**

● જે માણસના કાનમાં દુઃખતું હોય તેના કાન પર હાથ મૂકી સૂરએ

'હશ્ર'ની આયત નંબર : ૨૧ થી ૨૪ પઢે.

● પછી ૭ (સાત) ખીલી લઈ નીચેના અક્ષરો લખી તેના પર એક–એક ખીલી ઠોકે.

ق ، ل ، ی ، ع ، م ، س ، ل

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૬]

## ☐ કાનમાંથી પરૂં નીકળવું

### ૧૧૧ કાનમાંથી પરૂં નીકળવાથી શિફાનો અમલ

જો કોઈના કાનમાંથી પરૂં નીકળતું હોય તો સૂરએ 'અઅ્લા' (પારહ : ૩૦) સંપૂર્ણ ૩ (ત્રણ) વખત પઢી કાનમાં દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૨]

## ☐ કાનમાં સીટી વાગવી, બણબણાટ થવો

### ૧૧૨ કાનમાં સીટી વાગવાથી શિફાનો પહેલો અમલ

જો કોઈના કાનમાં સીટી વાગતી હોય અથવા બણબણાટ થતો હોય તો સૂરએ 'ફત્હ'ની આયત નંબર : ૩૯ પઢીને કાનમાં દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૩]

### ૧૧૩ કાનમાં સીટી વાગવાથી શિફાનો બીજો અમલ

જો કોઈના કાનમાં સીટી વાગતી હોય અથવા બણબણાટ થતો હોય તો સૂરએ 'ફત્હ'ની આયત નંબર : ૩૯ પઢીને ફૂલના રસ પર દમ કરીને કાનમાં ટપકાવવામાં આવે. ઈન્શા અલ્લાહ કાનમાં સીટી વાગવી બંધ થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૩]

## નાક

### નઝલા, ઝુકામ, શરદી

**૧૧૪ નઝલા, ઝુકામ શરદીથી શિફા માટે પહેલો અમલ**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىٓ اَنْزَلَ عَلٰى عَبْدِهِ الْكِتٰبَ
وَلَمْ يَجْعَلْ لَّهٗ عِوَجاً ؕ (‘ક-હ-ફ’ : ૧) (سورۂ کہف:۱)

**‘અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અન્-ઝ-લ અલા અબ્દિહિલ્ કિતા-બ વ લમ્ યજ્અલ્ લહૂ ઈ-વ-જા.’**

આ આયતને ૧૧ (અગિયાર) વખત પઢીને ખોરાક ઉપર દમ કરીને બીમાર માણસને ખવડાવવામાં આવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૩૦, ૧૩૫]

**૧૧૫ નઝલા, ઝુકામ શરદીથી શિફા માટે બીજો અમલ**

સૂરએ ‘ફાતિહા’ (‘અલ્હમ્દુ શરીફ’) (પારહ : ૩૦)ને ૩ (ત્રણ) વખત પઢીને નઝલા, ઝુકામના બીમાર પર દમ કરે. ઈન્શા અલ્લાહ નઝલા, ઝુકામ સારો થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૬]

### નસકોરી (નકસીર)

**૧૧૬ નસકોરી (નકસીર)થી શિફા માટે પહેલો અમલ**

وَمَا مُحَمَّدٌ اِلَّا رَسُوْلٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ؕ
اَفَا۟ئِنْ مَّاتَ اَوْ قُتِلَ انْقَلَبْتُمْ ؕ (سورۂ آل عمران:۱۴۴)

**'વ મા મુહમ્મદુન્ ઈલ્લા રસૂલ. કદ્ ખલત્ મિન્ કબ્લિહિર્રુસુલ. અ-ફઈમ્ મા-ત અવ્ કુતિલન્ કલબ્તુમ્.**

ઉપરોકત આયત ૧૧ (અગિયાર) વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ લોહી નીકળતું બંધ થઈ જશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૪]

## ૧૧૭ નસકોરી (નકસીર)થી શિફા માટે બીજો અમલ

- ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ,
- ૧૧ (અગિયાર) વખત સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ'),
- ૧૧ (અગિયાર) વખત આયતુલ્ કુર્સી,
- ૧૧ (અગિયાર) વખત 'કુલ'વાળી ૪ (ચાર) સૂરતો,
- ૧૧ (અગિયાર) વખત સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') અને
- ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ,

પઢીને બીમાર પર દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૫]

## ☐ ગરદન, ડોકું

## ૧૧૮ ગરદન (ડોકા)ના દુઃખાવાથી શિફાનો પહેલો અમલ

اِنَّا جَعَلْنَا فِيْٓ اَعْنَاقِهِمْ اَغْلٰلًا فَهِيَ اِلَى الْاَذْقَانِ فَهُمْ مُّقْمَحُوْنَ ﴿سورۂ یٰس:۸﴾

ઉપરોકત આયતને કોઈ કાગળ અથવા કાપડ પર લખીને ગળામાં પહેરે. ઈન્શા અલ્લાહ ગરદનનો દુઃખાવો મટી જશે.

[આધારગ્રંથ : ૨૪, ૨૫ / પાનું નંબર : અનુક્રમે : ૧૪૩, ૨૩૭]

**૧૧૯ ગરદન (ડોકા)ના દુ:ખાવાથી શિફાનો બીજો અમલ**

(۱) اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ط (سورۂ فاتحہ:۱)

(۲) حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ ط (سورۂ آل عمران:۱۷۳)

(۳) فَتَبٰرَكَ اللّٰهُ اَحْسَنُ الْخٰلِقِيْنَ ط (سورۂ مؤمنون:۱۴)

(۴) لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط

**(૧) 'અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.'** (સૂરએ 'ફાતિહા' : ૧)

**(૨) 'હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ.'** ('આલિ ઈમરાન' : ૧૭૩)

**(૩) 'ફ તબા-ર-કલ્લાહુ અહ્સનુલ્ ખાલિકીન.** ('મુઅ્મિનૂન' : ૧૪)

**(૪) 'લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિચ્યિલ્ અઝીમ.'** (ત્રીજો કલિમહ)

ફજરની નમાઝ પછી ૪૧ (એકતાલીસ) વખત ઉપરની ત્રણ આયતો અને ત્રીજો કલિમહ પઢીને ગરદન પર દમ કરે. ઈન્શા અલ્લાહ દુ:ખાવો મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૩]

## ☐ મોઢું

**૧૨૦ મોઢામાં પડેલા છાલાં (ફોડાં, ચાંદા)થી શિફા માટે પહેલો અમલ**

૪૧ (એકતાલીસ) વખત સૂરએ 'વદ્દુહા' (પારહ : ૩૦) પઢીને ખાંડ (સાકર) પર દમ કરીને ચાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૩, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૪૭, ૧૪૨]

### ૧૨૧ મોઢાંમાં થયેલાં ફોડાં-ફુનસીથી શિફાનો બીજો અમલ

સૂરએ 'કવ્સર' ('ઈન્ના અઅ્તય્ના') (પારહ : ૩૦)ને ૨૧ (એકવીસ) વખત પઢીને બદામ પર દમ કરીને તે બદામને ઘસીને ફોડાં—ફુનસી અને છાલા પર લગાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૨]

### ૧૨૨ મોઢાંમાં થયેલાં ફોડાં-ફુનસીથી શિફાનો ત્રીજો અમલ

૪૧ (એકતાલીસ) વખત સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ—વલ્લાહ') પઢીને ખાંડ (સાકર) પર દમ કરીને ચાવી જાય. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / ૧૪૨]

### ૧૨૩ મોઢાંમાંથી નીકળતા લોહીથી શિફા માટે અમલ

- સૂરએ 'અઅ્લા'ની આયત નંબર : ૧ થી ૫ પઢીને રૂના બે ફાયા પર દમ કરે.
- પછી બન્ને કાનોમાં રૂનો એક—એક ફાયો રાત્રે સૂતી વખતે નાંખે.
- બીજી રાત્રે આ ફાયા કાઢીને બીજા બે ફાયા પર દમ કરીને કાનોમાં નાંખે.
- રૂના ફાયા ભેગાં કરીને વહેતા પાણીમાં નાંખી દે.

અલ્લાહ તઆલાના કલામની બરકતથી થોડાં દિવસમાં શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૨૪]

## ☐ ગળું

**૧૨૪ ગળામાં ખરાશ (ખણવું)થી અને દુ:ખાવાથી અને ઝખમથી શિફા માટે અમલ**

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ط
بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط
قَالَ هٰذَا رَحْمَةٌ مِّنْ رَّبِّىْ ط (سورۂ کہف:۹۸)
سَلٰمٌ قف قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ ط (سورۂ یٰسٓ:۵۸)

ઉપરોકત આયતોને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪, ૨૫ / પાનું નંબર : અનુક્રમે : ૧૪૨, ૨૩૭]

**૧૨૫ ગળાના સોજાથી શિફા માટે અમલ**

સૂરએ 'વાકિઅહ'ની આયત નં. : ૮૩ થી ૮૭ ને કાગળ પર લખીને ગળામાં પહેરે. (ઈ.અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૩]

# જીભ

## ☐ લુકનત (બોબડાપણું, તોતડાપણું)

**૧૨૬ બોબડાપણાં, તોતડાપણાંથી શિફાનો પહેલો અમલ**

رَبِّ اشْرَحْ لِىْ صَدْرِىْ وَيَسِّرْلِىْٓ اَمْرِىْ وَاحْلُلْ عُقْدَةً
مِّنْ لِّسَانِىْ يَفْقَهُوْا قَوْلِىْ ط (سورۂ طٰہٰ:۲۵تا۲۸)

**'રબ્બિશ્‌રહ્‌ લી સદરી વ યસ્સિર્‌ લી અમ્‌રી વહ્‌લુલ્‌ ઉક્‌દતમ્‌ મિલ્લિસાની યફ્‌-કહૂ કવ્‌લી.'**

દરરોજ આ ચાર આયતને ૩ (ત્રણ) વખત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૩ / પાનું : ૪૬]

### ૧૨૭ બોબડાંપણાં, તોતડાપણાંથી શિફાનો બીજો અમલ

અમલ નંબર : ૧૨૬ માં લખેલી સૂરએ 'તા—હા'ની ૪ (ચાર) આયતોને ૧૦૧ (એક સો એક) વખત પઢીને બદામ પર દમ કરીને ખાય. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૦]

## ☐ જીભમાં ખામી અને બોલવામાં મુશ્કેલી

### ૧૨૮ જીભની ખામીથી શિફા માટે પહેલો અમલ

દરેક ફર્ઝ નમાઝ પછી અમલ નંબર : ૧૨૬ માં લખેલી સૂરએ 'તા—હા'ની ૪ (ચાર) આયતોને ૨૧ (એકવીસ) વખત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૯]

### ૧૨૯ જીભની ખામીથી શિફા માટે બીજો અમલ

અમલ નંબર : ૧૨૬ માં લખેલી સૂરએ 'તા—હા'ની ૪ (ચાર) આયતોને ૪૧ (એકતાલીસ) વખત પઢી ખાંડ (સાકર) પર દમ કરીને ચાવે. ઈન્શા અલ્લાહ બોલવાની ખામી દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૦]

### ૧૩૦ જીભની ખામીથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'તીન' ('વત્તીન') (પારહ : ૩૦)ને ફજર અને

મગરિબની નમાઝ પછી ૨૧ (એકવીસ) વખત પઢે. (ઈ.અ.) ઝબાનમાં જે કંઈ ખામી હશે તે દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૦]

## ☐ જીભમાં સોજો

### ૧૩૧ જીભમાં સોજાથી શિફા માટે પહેલો અમલ

સૂરએ 'ફાતિર'ની આયત નંબર : ૪૧ ને ૪૧ (એકતાલીસ) વખત પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ જીભનો સોજો દૂર થઈ જશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૧]

### ૧૩૨ જીભમાં સોજાથી શિફા માટે બીજો અમલ

સૂરએ 'ફાતિર'ની આયત નંબર : ૪૧ ને ફજર અને મગરિબની નમાઝ પછી ૨૧ (એકવીસ) વખત પઢે. ઈન્શા અલ્લાહ જીભનો સોજો દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૧]

## ☐ દાંત અને દાઢ

### ૧૩૩ દાંત અને દાઢના દુઃખાવાથી શિફા માટે પહેલો અમલ

هُوَ الَّذِىٓ اَنْشَاَكُمْ وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ
وَالْاَفْـِٕدَةَ، قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ۝ (‘મુલ્ક’ : ૨૩) (‘ملک’:۲۳)

**'હુવલ્લઝી અન્શ-અ-કુમ વ જ-અ-લ લકુમુસ્સમ્અ વલ્ અબ્સા-ર વલ્ અફઈ-દતિ કલીલમ્ મા તશ્કુરૂન.'**

દાંત અથવા દાઢને આંગળીથી દબાવીને આ આયત ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૩ / પાનું : ૫૯]

**૧૩૪ દાંત અને દાઢના દુઃખાવાથી શિફા માટે બીજો અમલ**

وَلَهٗ مَا سَكَنَ فِى الَّيْلِ وَالنَّهَارِ ؕ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ؕ

**'વ-લ-હૂ મા સ-ક-ન ફિલ્લયલિ વન્નહાર.**
**વ હુવસ્સમીઉલ્ અલીમ.'** (સૂરએ 'અન્આમ' : ૧૩)

- પ્રથમ સૂરએ 'ફાતિહા' (અલ્હમ્દુ શરીફ) પઢે.
- પછી ઉપરની આયતને ૭ (સાત) વખત પઢે.
- પછી જમણા હાથ પર દમ કરી દુઃખાવાની જગ્યા પર ફેરવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૩૧, ૧૩૯]

**૧૩૫ દાંત અને દાઢના દુઃખાવાથી શિફા માટે ત્રીજો અમલ**

لِكُلِّ نَبَاٍ مُّسْتَقَرٌّ وَّسَوْفَ تَعْلَمُوْنَ ؕ (سورۂ انعام:٦٧)

**'લિ કુલ્લિ ન-બ-ઈમ્ મુસ્તકર્રુંવ્ વ સવ્-ફ તઅ્-લમૂન.'**

આ આયતને નાના કાગળ પર લખીને દાઢની નીચે દબાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૭]

**૧૩૬ દાંત અને દાઢના દુઃખાવાથી શિફા માટે ચોથો અમલ**

اِذَا زُلْزِلَتِ الْاَرْضُ زِلْزَالَهَا ؕ (سورۂ زلزال:١)

**'ઈઝા ઝુલ્-ઝિ-લ-તિલ્ અર્દુ ઝિલ્ઝા-લહા.'**

- જે દાંત અથવા દાઢમાં દુ:ખાવો થતો હોય તેને જમણા હાથના અંગૂઠા અને શહાદતની આંગળીથી પકડીને છોડી દે.
- અંગૂઠા અને આંગળી પર ઉપરોક્ત આયતને પઢીને દમ કરે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૭૪]

## ૧૩૭ દાંત અને દાઢના દુ:ખાવાથી શિફા માટે પાંચમો અમલ

સૂરએ 'બની ઈસરાઈલ'ની આયત નંબર : ૮૧ અને ૮૨ ને પઢીને દુ:ખતા દાંત પર દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૨૪, ૨૫ / પાનું નંબર : અનુક્રમે : ૧૩૬, ૨૩૭]

## ૧૩૮ હાલતા દાંતથી શિફા માટે પહેલો અમલ

ઈશાની વિત્રની ૩ (ત્રણ) રકા'તમાં હંમેશા નીચે પ્રમાણે સૂરતો પઢવાથી ઈન્શા અલ્લાહ દાંતની તકલીફ દૂર થશે.

- પહેલી રકા'તમાં સૂરએ 'નસ્ર' ('ઈઝા જા–અ') (પારહ : ૩૦),
- બીજી રકા'તમાં સૂરએ 'લહબ' ('તબ્બત્ યદા') (પા. : ૩૦) અને
- ત્રીજી રકા'તમાં સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ–વલ્લાહ') (પા. : ૩૦)

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૯]

## ૧૩૯ હાલતા દાંતથી શિફા માટે બીજો અમલ

- મગરિબની નમાઝ પછી ૨ (બે) રકા'ત નફિલ નમાઝ સય્યિદિના હઝરત ઉવૈસ કરની રહિમહુલ્લાહુના ઈસાલે સવાબ માટે પઢે.
- એની દરેક રકા'તમાં સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') પછી ૭ (સાત) વખત સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ–વલ્લાહ') પઢે. (ઈ. અ.) દાંતોનું હાલવું બંધ થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૯]

## ૧૪૦ હાલતા દાંતથી શિફા માટે ત્રીજો અમલ

- لَايَعْلَمُوْنَ 'લા યઅ્લમૂન' કાગળ પર લખી હાલતા દાંત નીચે મૂકો.
- પછી لَايَعْلَمُوْنَ 'લા યઅ્લમૂન' ૨૧ (એકવીસ) વખત પઢી હાલતા દાંત પર દમ કરો.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૩૯]

### ☐ શરીરનો અને અંગોનો દુઃખાવો

## ૧૪૧ શરીરના કોઈ પણ જાતના દુઃખાવાથી શિફા માટે પહેલો અમલ

દરેક પ્રકારના દુઃખાવા માટે બીમારીની જગ્યાએ હાથ મૂકીને અમલ નંબર : ૮ માં લખેલી સૂરએ 'બની ઈસરાઈલ'ની આયત નંબર : ૧૦૫ ને ૩ (ત્રણ) વખત પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ ઘણી જલ્દી શિફા થશે. [આધારગ્રંથ : ૩, ૧૧ / પાના નં. : અનુક્રમે : ૪૨, ૧૩૫]

## ૧૪૨ શરીરના કોઈ પણ જાતના દુઃખાવાથી શિફા માટે બીજો અમલ

સૂરએ 'અન્આમ'ની આયત નંબર : ૧ ને સવાર–સાંજ ૭ (સાત) વખત પઢીને હાથ પર દમ કરીને પોતાના શરીર ઉપર હાથ ફેરવી દે. ઈન્શા અલ્લાહ તમામ દુઃખાવા અને આફતોથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૫]

## ૧૪૩ શરીરના કોઈ પણ જાતના દુઃખાવાથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'ઈબ્રાહીમ'ની આયત નંબર : ૧૨ ને લખીને તા'વીઝ બનાવીને દુ:ખાવાની જગાએ બાંધી દે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૫]

**૧૪૪ શરીરના કોઈ પણ જાતના દુ:ખાવાથી શિફા માટે ચોથો અમલ**

સૂરએ 'અલ્ હાક્કહ'ને પઢીને ઝયતૂનના તેલ પર દમ કરે. આ તેલ શરીરના તમામ દુ:ખાવા માટે ફાયદાકારક છે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૬]

**૧૪૫ શરીરના કોઈ પણ જાતના દુ:ખાવાથી શિફા માટે પાંચમો અમલ**

સૂરએ 'અલ્ ગાશિયહ'ને પઢીને શરીરના દુ:ખાવા પર દમ કરે. ઈન્શા અલ્લાહ આરામ થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૬]

**૧૪૬ શરીરના કોઈ પણ જાતના દુ:ખાવાથી શિફા માટે છઠ્ઠો અમલ**

સૂરએ 'અબી લહબ' ('તબ્બત્ યદા')ને લખીને દુ:ખાવાની જગ્યા પર બાંધે. (ઈ. અ.) શિફા થઈ જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૬]

**૧૪૭ શરીરના કોઈ પણ જાતના દુ:ખાવાથી શિફા માટે સાતમો અમલ**

اِذَا زُلْزِلَتِ الْاَرْضُ زِلْزَالَهَا ۙ وَاَخْرَجَتِ الْاَرْضُ اَثْقَالَهَا ۙ

**'ઈઝા ઝુલ્-ઝિ-લ-તિલ્ અર્દુ ઝિલ્ઝા-લહા. વ અખ્-ર-જતિલ્**

અર્‌દુ અસ્‌કા-લહા.' (સૂરએ 'ઝિલ્‌ઝાલ' : ૧, ૨)

ઉપરોકત આયતોને સવાર-સાંજ ૭ (સાત) વખત પઢીને બીમારના જમણા કાનમાં ફૂંક મારે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૭૪]

**૧૪૮ માર લાગવાથી થતા દુઃખાવાથી શિફા માટે અમલ**

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط كُلَّ يَوۡمٍ هُوَ فِيۡ شَاۡنٍ ج

'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.

કુલ્લ યવ્‌મિન્ હુ-વ ફી શઅ્‌ન.' (સૂરએ 'રહમાન' : ૨૯)

- ૧ (એક) વખત ઉપરોકત આયત પઢીને પાણી પર દમ કરીને બીમાર માણસને પિવડાવે અને
- ઉપરોકત આયત કાગળ પર લખીને મારની જગ્યાએ બાંધે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૬૩]

## ☐ હાથ-પગનો દુઃખાવો

**૧૪૯ પગના દુઃખાવાથી શિફા માટે અમલ**

નીચેની આયતોને ૧૧ (અગિયાર) વખત પઢીને તેલ ઉપર દમ કરીને માલિશ કરે. ઈન્શા અલ્લાહ તમામ તકલીફ દૂર થઈ જશે.

(૧) સૂરએ 'મુલ્ક', આયત નંબર : ૨૨
(૨) સૂરએ 'બની ઈસરાઈલ', આયત નંબર : ૩૬
(૩) સૂરએ 'ઈખ્લાસ', આયત નંબર : ૧ થી ૪

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૦]

**૧૫૦ બાઝૂ (હાથ)ના દુ:ખાવાથી શિફા માટે પહેલો અમલ**

સૂરએ 'હાક્કહ'ની આયત નંબર : ૧૯ ને ૩ (ત્રણ) વખત પઢીને દુ:ખાવાની જગ્યાએ દમ કરે. ઈન્શા અલ્લાહ દુ:ખાવો મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૦]

**૧૫૧ બાઝૂ (હાથ)ના દુ:ખાવાથી શિફા માટે બીજો અમલ**

وَاَصۡحٰبُ الۡيَمِيۡنِ ۙ مَاۤ اَصۡحٰبُ الۡيَمِيۡنِ ؕ
فِىۡ سِدۡرٍ مَّخۡضُوۡدٍ ۙ (سورۂ واقعہ:۲۷،۲۸)

ઉપરોકત આયતોને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને દુ:ખાવાની જગાએ બાંધે. ઈન્શા અલ્લાહ દુ:ખાવો મટી જશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૦]

**૧૫૨ બાઝૂ (હાથ)ના દુ:ખાવાથી શિફા માટે ત્રીજો અમલ**

સૂરએ 'તારિક'ને સંપૂર્ણ પઢીને તલના તેલ પર દમ કરીને માલિશ કરે. (ઈ.અ.) દુ:ખાવો મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૦]

## ☐ જાંઘ

**૧૫૩ જાંઘમાં થતા દુ:ખાવાથી શિફા માટે પહેલો અમલ**

لَئِنۡ اَنۡجَيۡتَنَا مِنۡ هٰذِهٖ لَنَكُوۡنَنَّ مِنَ الشّٰكِرِيۡنَ ؕ (یونس:۲۲)

ઉપરોકત આયતને કાગળ પર લખીને દુઃખાવાની જગ્યા પર બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૯]

## ૧૫૪ જાંઘમાં થતા દુઃખાવાથી શિફા માટે બીજો અમલ

وَاِذَا سَاَلَکَ عِبَادِیْ عَنِّیْ فَاِنِّیْ قَرِیْبٌ ط
اُجِیْبُ دَعْوَةَ الدَّاعِ اِذَا دَعَانِ ط (سورۂ بقرہ:۱۸۶)

**'વ ઈઝા સ-અ-લ-ક ઈબાદી અન્ની ફ ઈન્ની કરીબ. ઉજીબુ દઅ્-વતદ્ દાઈ ઈઝા દઆન.'** ('બ-ક-રહ' : ૧૮૬)

ઉપરોકત આયતને પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૯]

## ૧૫૫ જાંઘમાં થતા દુઃખાવાથી શિફા માટે ત્રીજો અમલ

اَللّٰهُ الَّذِیْ اَنْزَلَ الْكِتٰبَ بِالْحَقِّ وَالْمِیْزَانَ ط
وَمَا یُدْرِیْکَ لَعَلَّ السَّاعَةَ قَرِیْبٌ ط (سورۂ شوریٰ:۱۷)

**'અલ્લાહુલ્લઝી અન્ઝ-લલ્ કિતા-બ બિલ્ હક્કિ વલ્ મીઝાન. વ મા યુદ્દરી-ક લ-અલ્લસ્સા-અ-ત કરીબ.'**

ઉપરોકત આયતને પઢીને પાણી ઉપર દમ કરીને પિવડાવવું જાંઘના દુઃખાવા માટે ફાયદાકારક છે.[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૯]

## ૧૫૬ જાંઘમાં થતા દુઃખાવાથી શિફા માટે ચોથો અમલ

સૂરએ 'મુઅ્મિન'ની આયત નંબર : ૬૪ ને ૧૦૧ (એક સો એક) વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૯]

## ☐ ઘૂંટણ, પિંડલી, એડી, અંગૂઠા, આંગળી

### ૧૫૭ ઘૂંટણના દુઃખાવાથી શિફા માટે અમલ

અમલ નંબર : ૧૫૪ માં લખેલી સૂરએ 'બ-ક-રહ'ની આયત નંબર : ૧૮૬ ને પઢીને પાણી ઉપર દમ કરીને પી લે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૪૪]

### ૧૫૮ પગની એડીમાં થતા દુઃખાવાથી શિફા માટે અમલ

وَامْسَحُوْا بِرُءُوْسِكُمْ وَاَرْجُلَكُمْ اِلَى الْكَعْبَيْنِ ط

**'વમ્-સહૂ બિ રુઊસિકુમ્ વ અર્જુ-લકુમ્ ઈલલ્ કઅ્બયન.'** (સૂરએ 'માઈદહ' : ૬)

ચાલતા-ફરતા, ઉઠતા-બેસતા, વુઝૂ સહિત અને વુઝૂ વગર ઉપરોકત આયતને પઢતા રહે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૭૭]

### ૧૫૯ અંગૂઠા કે આંગળીના દુઃખાવાથી શિફા માટે અમલ

અમલ નંબર : ૩ માં લખેલી સૂરએ 'વાકિઅહ'ની આયત નંબર : ૧૯ ને ૩૦૦૦ (ત્રણ હજાર) વખત પઢીને તલના તેલ ઉપર દમ કરીને દુઃખતા અંગ પર માલીશ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૫ / પાનું : ૪૪]

### ૧૬૦ પગની પિંડલીમાં થતા દુઃખાવાથી શિફા માટે પહેલો અમલ

وَالْتَفَّتِ السَّاقُ بِالسَّاقِ ۙ اِلٰی رَبِّکَ یَوْمَئِذِ ۣالْمَسَاقُ
(سورۂ 'قیٰمہ': ۲۹،۳۰)

ઉપરોકત આયતને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને દુઃખાવાની જગ્યાએ બાંધે. ઈન્શા અલ્લાહ દુઃખાવો મટી જશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૦]

**૧૬૧ પગની પિંડલીમાં થતા દુઃખાવાથી શિફા માટે બીજો અમલ**

સૂરએ 'સજદહ'ની આયત નંબર : ૪ ને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને દુઃખાવાની જગ્યાએ બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૦]

## ☐ મા'ઝૂર (અપંગ, વિકલાંગ)

**૧૬૨ મા'ઝૂર માટે બહેતરીન અમલ**

સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૧૯૫ ને મા'ઝૂર માણસ વધુ પ્રમાણમાં પઢે અને પાણી પર દમ કરીને પીએ. (ઈ. અ.) શિફા થશે.
[આધારગ્રંથ : ૪, ૧૯, ૩૦ / પાનું નં. : અનુક્રમે : ૨૨, ૧૩૮, ૧૭૨]

**૧૬૩ ચાલવા-ફરવાની મા'ઝૂરીથી શિફા માટે અમલ**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ط
فَبِاَیِّ اٰلَآءِ رَبِّکُمَا تُکَذِّبٰنِ ج (سورۂ 'رحمٰن': ۱۳)

**'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.**

**ફ બિ અય્યિ આ-લાઈ રબ્બિકુમા તુકઝ્ઝિબાન.'**

- લીલા રંગનો કાચા સુતરનો દોરો બીમારની શરીરની લંબાઈ જેટલો ૭ (સાત) વખત માપીને લો.
- અને તેને વીંટાળીને એટલો નાનો કરી લો કે ગળામાં પહેરી શકાય.
- ઉપરોકત આયતને ૧ (એક) વખત પઢીને દોરામાં એક ગાંઠ મારે.
- એ જ પ્રમાણે ૨૧ (એકવીસ) ગાંઠ મારે.
- આ દોરો બીમારના ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
- શિફા મળવા પછી એ દોરો ઉતારીને નહેર, નદી અથવા સમુદ્રમાં વહાવી દે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૬૩]

### ૧૬૪ બીમારી બા'દ કમજોરીથી શિફા માટે અમલ

ثُمَّ رَدَدْنٰهُ اَسْفَلَ سٰفِلِيْنَ ۙ (سورۂ تین:۵)

'સુમ્મ રદદ્નાહુ અસ્-ફ-લ સાફિલીન.' (સૂરએ 'તીન' : ૫)

- ૩ (ત્રણ) રકાબી (પ્લેટ) પર ઝાફરાન (કેસર) અને ગુલાબના પાણીથી ઉપરોકત આયતને લખે.
- એક પ્લેટ સવારે, એક પ્લેટ બપોરે અને એક પ્લેટ રાત્રે સૂતી વખતે પાણીથી ધોઈને થોડાં દિવસ પિવડાવે. ઈન્શા અલ્લાહ કમજોરી દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૪૩]

## ☐ હાડકું ભાંગવું અથવા હાડકું વધવું

### ૧૬૫ શરીરનું હાડકું ભાંગવાથી શિફા માટે અમલ

દુ:ખાવાની જગ્યા પર હાથ મૂકીને આ આયત પઢો :

فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِيَ اللّٰهُ ۤ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ
عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ؕ (سورۂ توبہ:۱۲۹)

**'ફ ઈન્ તવલ્લવ્ ફ કુલ્ હસ્બિ-યલ્લાહ.**
**લા ઈલા-હ ઈલ્લા હુ. અલયહિ તવક્કલ્તુ**
**વ હુ-વ રબ્બુલ્ અર્શિલ્ અઝીમ.'** (સૂરએ 'તવબહ' : ૧૨૯)

(આ આયત પઢવાથી) તેના હાડકાંનો દુઃખાવો ઈન્શા અલ્લાહ સારો થઈ જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૪૮]

### ૧૬૬ હાડકું વધવાથી શિફા માટે અમલ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط اِنَّ الْاِنْسَانَ لَفِیْ خُسْرٍ لا

**'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.**
**ઈન્નલ્ ઈન્સા-ન લ ફી ખુસ્ર.'** (સૂરએ 'અસ્ર' : ૨)

દરરોજ રાત્રે સૂવાં પહેલાં ઉપરોકત આયતોને ૧૦૦ (એક સો) વખત પઢીને પાણી પર દમ કરીને પીએ. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૧૨]

## ચામડી (ત્વચા)

### ☐ ખસ, ખુજલી, દરાજ

### ૧૬૭ ચામડીમાં ખુજલીથી શિફા માટે પહેલો અમલ

એક માણસને ચામડીમાં ખુજલી થઈ. તે સય્યિદિના હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુ પાસે હાજર થયો અને પોતાની બીમારી વિષે અરજ કરી. તો આપે ફરમાવ્યું કે :

"દરરોજ સવારે અને સાંજે ૨૧ (એકવીસ) વખત આ આયત પાણી પર દમ કરીને ૪૧ (એકતાલીસ) દિવસ સુધી પીઓ."

فَکَسَوْنَا الْعِظٰمَ لَحْمًا ق ثُمَّ اَنْشَاْنٰهُ خَلْقًا اٰخَرَ ط
فَتَبٰرَکَ اللّٰهُ اَحْسَنُ الْخٰلِقِیْنَ ط (سورۂ مومنون:۱۴)

**'ફ કસવ્નલ્ ઈઝા-મ લહ્મા. સુમ્મ અન્શઅ્નાહુ ખલ્કન્ આ-ખર. ફ તબાર-કલ્લાહુ અહ્સનુલ્ ખાલિકીન.'**

અલ્લાહ તઆલાના ફઝલથી તે સારો થઈ ગયો.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૪૭, ૧૭૬]

## ૧૬૮ ચામડીની ખુજલીથી શિફા માટે બીજો અમલ

સય્યિદિના હઝરત ઈમામ જઅફર સાદિક રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"સવાર-સાંજ ૭ (સાત) વખત સૂરએ 'કદ્ર' ('ઈન્ના અનૂઝલ્નાહુ') (પારહ : ૩૦)ને પઢીને પાણી પર દમ કરીને બીમાર માણસને પિવડાવવું ખુજલી માટે ઘણું ફાયદાકારક છે.'

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૦]

## ૧૬૯ ચામડીની ખુજલીથી શિફા માટે ત્રીજો અમલ

رَبُّ الْمَشْرِقَیْنِ وَرَبُّ الْمَغْرِبَیْنِ ج (سورۂ رحمٰن:۱۷)

**'રબ્બુલ્ મશ્રિકયનિ વ રબ્બુલ્ મગ્રિબયન.'**

ઉપરોકત આયતને સવારે, બપોરે અને સાંજે ૧૧ (અગિયાર) વખત પઢીને ખુજલી પર દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૭૩]

## ☐ નાસૂર, ઝખમ, દાગ, ધબ્બા

**૧૭૦ નાસૂર અથવા દાગ, ધબ્બાથી શિફા માટે અમલ**

مُسَلَّمَةٌ لَّاشِيَةَ فِيهَا ط (سورۂ بقرہ:۷۱)

**'મુસલ્લ-મ-તુલ્ લા શિ-ય-ત-ફીહા.'** ('બ-ક-રહ' : ૭૧)

ઉપરોક્ત આયતને ૪૧ (એકતાલીસ) વખત પઢીને દવા પર દમ કરે. તે પછી દવાનો ઉપયોગ કરે. ઈન્શા અલ્લાહ નાસૂર અથવા દાગ દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૩, ૪, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૩૮, ૭, ૧૬૨]

**૧૭૧ ઝખમ (ઘા)થી શિફા માટે અમલ**

સૂરએ 'જાસિયહ'ની આયત નંબર : ૩૬ અને ૩૭ નેદરરોજ ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૫૭, ૫૮]

**૧૭૨ ઝખમ અને ફોડાંથી શિફા માટે અમલ**

اَنِّیْ مَسَّنِیَ الضُّرُّ وَاَنْتَ اَرْحَمُ الرّٰحِمِیْنَ ط
(سورۂ انبیاء:۸۳)

**'અન્ની મસ્સનિ-યઝ્ઝુર્રુ વ અન્ત અરહમુર્રાહિમીન.'**

- ઉપરની આયત વધુ પ્રમાણમાં પઢીને બીમાર પર દમ કરે.
- કાગળ પર લખીને પાણીથી ધોઈને પિવડાવે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૪૩]

☐ **શીતળા**

### ૧૭૩ શીતળાથી શિફા માટે પહેલો અમલ

- લીલો દોરો લઈને તેના પર સૂરએ 'રહમાન' (પારહ : ૨૭) પઢે.
- જયારે : **'ફ બિ અય્યિ આલાઈ રબ્બિકુમા તુકઝ્ઝિબાન.'** પર પહોંચે તો તે દોરા ઉપર એક ગાંઠ મારે.
- જયારે આખી સૂરહ પઢીને પૂરી કરી લે તો તે દોરો બીમાર માણસની ગરદનમાં પહેરાવી દે.

ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલા બીમારીથી શિફા આપશે.
[આ.ગ્રંથ : ૮, ૨૪, ૨૫, ૨૭ / પાનું અનુક્રમે : ૧૦૧, ૧૭૮, ૨૩૯, ૯૬]

### ૧૭૪ શીતળાથી શિફા માટે બીજો અમલ

سَلٰمٌ قف قَوْلاً مِّنْ رَّبٍّ رَّحِيْمٍ ط (سورۂ یٰس:۵۸)

**'સલામુન્ ક્વ્લમ્ મિર્રબ્બિર્રહીમ.'** (સૂરએ 'યા–સીન' : ૫૮)

ઘઉંના ૨૧ (એકવીસ) દાણા લઈ દરેક દાણા પર ઉપરોકત આયત પઢી દમ કરી એક–એક દાણો બીમાર માણસને ખવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૯]

## ☐ કોઢ (લ્યુકોડર્મા) અને રક્તપિત્ત (લેપ્રોસી)

### ૧૭૫ કોઢ અને રક્તપિત્તથી શિફા માટે અમલ

શમ્સુલ્ આરિફીન હઝરત મૌલાના શમ્સુદ્દીન સિયાલવી કુદ્દિસ સિર્રુહુલ્ અઝીઝે એક કોઢવાળા માણસથી ઈર્શાદ ફરમાવ્યો કે :

આ બીમારીને (કોઢ)ને દૂર કરવા માટે દરરોજ ૭૮૬ (સાત સો છયાંસી) વખત **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢતો રહે.

[આધારગ્રંથ : ૨૬ / પાનું : ૭૪]

**૧૭૬ સફેદ કોઢથી શિફા માટે પહેલો અમલ**

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૫૯ ને ૧૧ (અગિયાર) વખત પઢીને ચણોઠી (રતી)ના તેલ પર દમ કરીને સફેદ કોઢવાળા માણસને માલિશ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. આ અત્યંત ફાયદાકારક અને અનુભવસિદ્ધ અમલ છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૭]

**૧૭૭ સફેદ કોઢથી શિફા માટે બીજો અમલ**

સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૪૯ ને૩ (ત્રણ) વખત પઢીને દરરોજ દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૭]

☐ **તાવ**

**૧૭૮ મેલેરીયાના તાવથી શિફા માટે અમલ**

بِسْمِ اللّٰهِ مَجْرِهَا وَمُرْسَاهَا ط اِنَّ رَبِّیْ لَغَفُوْرٌ رَّحِیْمٌ ط

**'બિસ્મિલ્લાહિ મજ્રેહા વ મુર્સાહા**
**ઈન્ન રબ્બી લ ગફૂર્રહીમ.'** (સૂરએ 'હૂદ' : ૪૧)

- ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ,
- ૧૧ (અગિયાર) વખત સૂરએ 'ફાતિહા' (અલ્હમ્દુ શરીફ),
- ૧૧ (અગિયાર) વખત ઉપરોકત આયત,
- ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ

પઢીને પાણીમાં દમ કરીને બીમારને સવાર–સાંજ પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧ / પાનું : ૧૧]

## ૧૭૯ તાવની તેઝી (તીવ્રતા) દૂર કરવા માટે અમલ

يَا نَارُ كُونِىْ بَرْدًا وَّسَلٰمًا عَلٰٓى اِبْرَاهِيْمَ ط

(سورۂ انبیاء:۶۹) (સૂરએ 'અમ્બિયા' : ૬૯)

**'યા નારુ કૂની બર્દવ્ વ સલામન્ અલા ઈબ્રાહીમ.'**

ઉપરોક્ત આયત વારંવાર પઢીને બીમાર માણસ પર દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૮૦]

## ૧૮૦ તાવથી શિફા માટે પહેલો અમલ

- ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ,
- ૧૧ (અગિયાર) વખત સૂરએ 'ફાતિહા' (અલ્હમ્દુ શરીફ),
- ૧૧ (અગિયાર) વખત અમલ નંબર : ૧૭૯ ની આયત અને
- ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ

ઉપર પ્રમાણે પઢીને બીમાર પર દમ કરે તેમજ પાણી પર દમ કરીને બીમાર માણસને સવાર–સાંજ પિવડાવે. ઈન્શા અલ્લાહ તાવથી શિફા થશે. [આધારગ્રંથ : ૧, ૪ / પાનું નંબર : અનુક્રમે : ૧૦, ૩૪]

## ૧૮૧ તાવથી શિફા માટે બીજો અમલ

હઝરત હસન બસરી રહમતુલ્લાહિ અલયહિ તાવથી શિફા માટે નીચે લખેલી આયતોને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બીમાર માણસને બાંધવા માટે આપતા હતા.

(૧) સૂરએ 'નિસા–અ', આયત નંબર : ૨૮
(૨) સૂરએ 'અન્ફાલ', આયત નંબર : ૬૬
(૩) સૂરએ 'દુખાન', આયત નંબર : ૧૨

(૪) સૂરએ 'યૂનુસ', આયત નંબર : ૧૦૭
(૫) સૂરએ 'હૂદ', આયત નંબર : ૪
[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૧૨૭, ૧૮૧]

## ૧૮૨ તાવથી શિફા માટે ત્રીજો અમલ

- ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ,
- ૭ (સાત) વખત સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ')

પઢીને રૂ પર દમ કરીને જમણા કાનમાં નાંખે. અને બીજો રૂ લઈને :

- ૫ (પાંચ) વખત સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ'),
- ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ

પઢીને રૂ પર દમ કરીને ડાબા કાનમાં નાંખે.

પહેલા દિવસે જે સમયે રૂ કાનમાં નાંખ્યું હતું, તે જ સમયે બીજા દિવસે જમણા કાનનું રૂ ડાબા કાનમાં નાંખી દે અને ડાબા કાનનું રૂ જમણા કાનમાં નાંખી દે. ઈન્શા અલ્લાહુ તઆલા તાવ સારો થઈ જશે. [આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૧૨૭, ૧૮૧]

## ૧૮૩ તાવથી શિફા માટે ચોથો અમલ

સૂરએ 'શમ્સ' (પારહ : ૩૦)ને પઢી પાણી પર દમ કરી તે પાણી તાવવાળા માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૪૩]

## ૧૮૪ તાવથી શિફા માટે પાંચમો અમલ

اِنَّ الَّذِیْنَ اتَّقَوْا اِذَا مَسَّهُمْ طٰٓئِفٌ مِّنَ الشَّیْطٰنِ تَذَكَّرُوْا

فَاِذَا هُمْ مُّبْصِرُوْنَ ط (سورۂ اعراف:۲۰۱)

**'ઈન્નલ્લઝી–નત્તકવ્ ઈઝા મસ્સહુમ્ તાઈફુમ્ મિનશ્શયતાનિ તઝક્કરૂ ફ ઈઝા હુમ્ મુબ્સિરૂન.'** (સૂરએ 'અઅ્રાફ' : ૨૦૧)

- જેને તાવ આવતો હોય તેના પર આ આયતને પઢીને દમ કરે અથવા
- ચીનીની રકાબી ઉપર શાહી વડે લખીને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧૨, ૨૪ / પાનું નં. : અનુક્રમે : ૪, ૧૮૦]

### ૧૮૫ તાવથી શિફા માટે છઠ્ઠો અમલ

સૂરએ 'જાસિયહ'ની આયત નંબર : ૩૬ અને ૩૭ ને દરરોજ ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ તાવથી શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૫૭, ૫૮]

### ૧૮૬ તાવથી શિફા માટે સાતમો અમલ

સૂરએ 'હશ્ર'ની આયત નંબર : ૨૪ ને કાગળ પર લખીને સફેદ કાપડમાં સીવીને દોરામાં બાંધીને ગળામાં પહેરે. (ઈ. અ.) શિફા થશે.

તાવ ઉતરવા પછી તા'વીઝ ગળામાંથી કાઢી નાંખે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૩૩]

### ૧૮૭ તાવથી શિફા માટે આઠમો અમલ

(۱) وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ط (سورۂ توبہ:۱۴)

(۲) وَشِفَآءٌ لِّمَا فِي الصُّدُوْرِ ط (سورۂ یونس:۵۷)

(۳) يَخْرُجُ مِنْ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهٗ
فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ ط (سورۂ نحل:۶۹)

(۴) وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ط
(سورهٔ بنی اسرائیل:۸۲)

(۵) وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ط (سورهٔ شعراء:۸۰)

(۶) قُلْ هُوَ لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّشِفَآءٌ ط (سورهٔ حم:۴۴)

- ઉપરોક્ત ૬ (છ) આયાતે શિફાને પ્લેટ (રકાબી) પર લખીને પાણીથી ધોઈને પિવડાવે. અથવા
- કાગળ પર લખી તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે.

દરેક પ્રકારના રોગમાં આ અમલ ફાયદાકારક છે. ભલે કેટલોયે તીવ્ર રોગ કેમ ન હોય. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૮૦]

**૧૮૮ તાવથી શિફા માટે નવમો અમલ**

સૂરએ 'ફાતિહા'ને ૪૦ (ચાલીસ) વખત પાણી ભરેલા પ્યાલા પર દમ કરીને તે પાણી તાવવાળા માણસના મોં પર છાંટે. અલ્લાહ તઆલા શાનહુ તેને શિફા આપશે. [આધારગ્રંથ : ૮ / પાનું : ૯૪]

☐ **લૂ લાગવી** [Sun Stroke]

**૧૮૯ લૂ લાગી હોય તેનાથી શિફા માટે અમલ**

- સૂરએ 'તા–હા'ની આયત નંબર : ૧૧૮ અને ૧૧૯ ને૧૦૧ (એક સો એક) વખત પઢીને બીમાર પર દમ કરે અને
- પાણી પર દમ કરીને તેને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૭૫]

☐ **પ્લેગ, કોલેરા**

**૧૯૦ પ્લેગ (તાઊન)થી શિફા માટે અમલ**

- સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૨૯ ને૧000 (એક હજાર) વખત પઢીને પાણી પર દમ કરે. અને એક–એક ઘૂંટ બીમાર માણસને પિવડાવે.
- એ જ પ્રમાણે આખા દિવસમાં ઓછામાં ઓછા ૫ (પાંચ) વખત કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૮૪]

**૧૯૧ કોલેરા (હયઝા)થી શિફા માટે અમલ**

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ج (سورۂ رحمٰن:۱۳)

કેસરથી ઉપરોકત આયતને ચીનીની પ્લેટ પર લખે અને વારંવાર ચૂનાના સાફ અને સ્વચ્છ (નિતારેલા) પાણીથી ધોઈને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૧૨]

## છાતી અને ફેફસાં

☐ **દુઃખાવો**

**૧૯૨ છાતીમાં દુઃખાવાથી શિફા માટે પહેલો અમલ**

وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ط (سورۂ توبہ:۱۱)

**'વ યશ્ફિ સુદૂ–ર કવ્મિમ્ મુઅ્મિનીન.'** ('તવ્બહ' : ૧૪)

ઉપરોકત આયતને ૪૧ (એકતાલીસ) વખત પઢીને ઝમઝમના પાણીમાં દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ

છાતીનો દુ:ખાવો મટી જશે. આ અનુભવસિદ્ધ અમલ છે.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૩૩, ૧૪૪]

## ૧૯૩ છાતીમાં દુ:ખાવાથી શિફા માટે બીજો અમલ

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"તમે કુર્આનની તિલાવત કરતા રહો."

અલ્લાહ તઆલા ફરમાવે છે :

"સીનાઓમાં જે દર્દ છે તેના માટે કુર્આન શરીફ શિફારૂપ છે."

['તફસીરે ઈતકાન'] [આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૦]

## ૧૯૪ છાતીમાં દુ:ખાવાથી શિફા માટે ત્રીજો અમલ

اَفَمَنْ شَرَحَ اللّٰهُ صَدْرَهٗ لِلْاِسْلَامِ (سورۂ زمر:۲۲)

છાતીના દુ:ખાવા માટે ઉપરોક્ત આયત કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૪]

## ૧૯૫ છાતીમાં દુ:ખાવાથી શિફા માટે ચોથો અમલ

وَشِفَآءٌ لِّمَا فِى الصُّدُوْرِ ط (سورۂ یونس:۵۷)

**'વ શિફાઉલ્ લિમા ફિસ્સુદૂર.'** (સૂરએ 'યૂનુસ' : ૫૭)

ઉપરોક્ત આયતને ૭ (સાત) વખત પઢીને ઝમઝમના પાણીમાં દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ છાતીનો દુ:ખાવો મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૪]

**૧૯૬ ફેફસાના દુ:ખાવાથી શિફા માટે પહેલો અમલ**

ફેફસામાં દુ:ખાવો હોય અથવા પાણી ભરાઈ ગયું હોય તો :

- શરૂઆતમાં અને અંતમાં ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢે.
- ૧૧ (અગિયાર) વખત સૂરએ 'રહમાન' (પારહ : ૨૭)ની આયત નંબર : ૧ થી ૧૯ સુધી પઢી પાણી પર દમ કરે.
- ૪૧ (એકતાલીસ) દિવસ સુધી સતત એ પાણી બીમાર માણસને પિવડાવવામાં આવે.ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૫]

**૧૯૭ ફેફસાના દુ:ખાવાથી શિફા માટે બીજો અમલ**

- સૂરએ 'યા–સીન' (પારહ : ૨૨) આયત નંબર : ૧ થી ૧૨ સુધી ૭ (સાત) વખત પઢી પાણી પર દમ કરીને બીમારને પિવડાવે.
- એ જ આયતોને કાગળ પર લખી તા'વીઝ બનાવી બીમારના ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૬]

☐ **ખાંસી**

**૧૯૮ ખાંસીથી શિફા માટે પહેલો અમલ**

سَلٰمٌ قف قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ ط (سورهٔ یٰس:۵۸)

**'સલામુન્ કવ્લમ્ મિર્રબ્બિર્રહીમ.'** (સૂરએ 'યા–સીન' : ૫૮)

- ઉપરોકત આયતને કાગળ પર લખીને પાણીમાં ધોઈને પિવડાવે.
- અથવા ૪૧ (એકતાલીસ) વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૫, ૨૪, ૨૬ / પાના નંબર : અનુક્રમે : ૩૩, ૧૪૫, ૩૯]

**૧૯૯ ખાંસીથી શિફા માટે બીજો અમલ**

- ૭ (સાત) દિવસ સુધી ૪૧ (એકતાલીસ) વખત સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') પઢી પાણી પર દમ કરીને પિવડાવે અને
- એ જ સૂરહને કાગળ પર લખી બીમારના ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. આ અનુભવસિદ્ધ અમલ છે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૫]

**૨૦૦ ખાંસીથી શિફા માટે ત્રીજો અમલ**

- સૂરએ 'ગાશિયહ' (પારહ : ૩૦) ૩ (ત્રણ) વખત પઢી પાણી પર દમ કરી બીમારને પિવડાવે. અને
- એ જ સૂરહને કાગળ પર લખી બીમારના ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ કાલી ખાંસી મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૫]

**૨૦૧ ખાંસીથી શિફા માટે ચોથો અમલ**

وَشَدَدْنَا مُلْكَهُ وَاٰتَيْنٰهُ الْحِكْمَةَ وَفَصْلَ الْخِطَابِ ۝

**'વ શદદ્ના મુલ્કહૂ વ આતય્નાહુલ્ હિક-મ-ત વ ફસ્લલ્ ખિતાબ.'** (સૂરએ 'સા-દ' : ૨૦)

ઉપરોકત આયતને ૨૧ (એકવીસ) વખત પઢીને કાળા મીઠાં (નમક) પર દમ કરીને બીમાર માણસને ચટાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૪]

**૨૦૨ ખાંસીથી શિફા માટે પાંચમો અમલ**

સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ–વલ્લાહ') (પારહ : ૩૦) ૪૧ (એકતાલીસ) વખત પઢીને પાણીમાં દમ કરીને બીમાર માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૪]

## ☐ હેડકી (હિચકી)

### ૨૦૩ હેડકી (હિચકી)થી શિફા માટે અમલ

وَيَمُدُّهُمْ فِىْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ط (سورۂ بقرہ:۱۵)

'વ યમુદ્દુહુમ્ ફી તુગ્યાનિહિમ્ યઅ્મહૂન.'

- ઉપરોકત આયતને એક વખત પઢીને બીમાર માણસ પર દમ કરે.
- પ્લેટ (રકાબી) પર લખીને પાણીથી ધોઈને બીમારને પિવડાવે. આ દમ કરેલું પાણી પીતાં જ હેડકી (હિચકી) ઈન્શા અલ્લાહ બંધ થઈ જશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૧૧]

## ☐ દમ (અસ્થમા)

### ૨૦૪ દમની બીમારીથી શિફા માટે પહેલો અમલ

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૮૫, ૨૮૬ કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૬]

### ૨૦૫ દમની બીમારીથી શિફા માટે બીજો અમલ

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૫૫ થી ૨૫૭ કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ બીમારી મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૭]

### ૨૦૬ દમની બીમારીથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') ચીનીની રકાબી (પ્લેટ) પર ઝા'ફરાન (કેસર)થી લખીને સતત ૭ (સાત) દિવસ સુધી બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૭]

## ☐ ટી. બી. (ક્ષય)

### ૨૦૭ ટી. બી. (ક્ષય)થી શિફા માટે પહેલો અમલ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

الٓرٰ قف تِلۡکَ اٰيٰتُ الۡكِتٰبِ الۡمُبِيۡنِ قف (سورۂ یوسف:۱)

اَلرَّحِيۡمُ اَلرَّحِيۡمُ اَلرَّحِيۡمُ

ઉપરોક્ત આયતને ૩ (ત્રણ) પ્લેટો પર લખીને એક પ્લેટ સવારે, એક પ્લેટ સાંજે અને એક પ્લેટ રાત્રે ૯૦ (નેવું) દિવસ સુધી પાણીથી ધોઈને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૫૮]

### ૨૦૮ ટી. બી. (ક્ષય)થી શિફા માટે બીજો અમલ

- ચીનીની પ્લેટ પર સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ' સહિત ઝા'ફરાન (કેસર) અને ગુલાબના પાણીથી લખે.
- તેના નીચે આ આયત લખે :

وَنُنَزِّلُ مِنَ الۡقُرۡاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّرَحۡمَةٌ لِّلۡمُؤۡمِنِيۡنَ ط

(سورۂ بنی اسرائیل:۸۲)

- તે પ્લેટ પાણીથી ધોઈને બીમાર માણસને પિવડાવે.
- ૪૦ (ચાલીસ) દિવસ સતત આ અમલ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૪૪]

## હાર્ટ (હૃદય) અને બ્લડ (લોહી)

### ☐ હાર્ટ એટેક

**૨૦૯ હાર્ટ એટેક, હાઈ-કે-લો બ્લડ પ્રેશરથી શિફા માટે અમલ**

وَلَقَدْ نَعْلَمُ اَنَّکَ یَضِیْقُ صَدْرُکَ بِمَا یَقُوْلُوْنَ ۙ

**'વ લ કદ્ નઅ્લમુ અન્ન-ક યઝીકુ સદ્રુ-ક બિમા યકૂલુન.'** (સૂરએ 'હિજ્ર' : ૯૭)

- ઉપરોક્ત આયત સવાર-સાંજ ૧૦૦ વખત પઢે.
- આગળ-પાછળ દુરૂદ શરીફ પઢે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. આ અનુભવસિદ્ધ અમલ છે.
[આધારગ્રંથ : ૩૭ (દારુલ ઉલૂમ, માસિક, જૂન - ૨૦૧૧)]

### ☐ હાર્ટની બીમારીઓ

**૨૧૦ હાર્ટ (દિલ)ની બીમારીથી શિફા માટે પહેલો અમલ**

દરરોજ સૂરએ 'યા સી-ન' (શરીફ) (પારહ : ૨૨) પઢી પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૬૫]

**૨૧૧ હાર્ટ (દિલ)ની બીમારીથી શિફા માટે બીજો અમલ**

اَلَّذِيْنَ اٰمَنُوْا وَتَطْمَئِنُّ قُلُوْبُهُمْ بِذِكْرِ اللّٰهِ ط
اَلَا بِذِكْرِ اللّٰهِ تَطْمَئِنُّ الْقُلُوْبُ ط (سورۂ رعد: ۲۸)

**'અલ્લઝી-ન આમનૂ વ તત્‌મઈન્નુ કુલૂબુહુમ્ બિ ઝિક્‌રિલ્લાહ. અલા બિ ઝિક્‌રિલ્લાહિ તત્‌મઈન્નુલ્ કુલૂબ.'**

ઉપરોકત આયતને ૪૧ (એકતાલીસ) વખત પઢી પાણી પર દમ કરીને પીએ. ઈન્શા અલ્લાહ તકલીફ દૂર થઈ જશે.
[આધારગ્રંથ : ૩, ૪, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૭, ૧૦, ૧૬૫]

**૨૧૨ હાર્ટ (દિલ)ની બીમારીથી શિફા માટે ત્રીજો અમલ**

رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا
مِنْ لَّدُنْكَ رَحْمَةً ج اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ط

**'રબ્બના લા તુઝિગ્ કુલૂ-બના બઅ્-દ ઈઝ્ હદય્-તના વ હબ્ લના મિલ્લદુન્-ક રહ્‌મહ. ઈન્ન-ક અન્તલ્ વહ્‌હાબ.'** (સૂરએ 'આલિ ઈમરાન' : ૮)

ફજરની નમાઝ પછી ઉપરોકત આયતને ૨૧ (એકવીસ) વખત પઢી પાણી પર દમ કરીને બીમાર માણસને ૨૧ (એકવીસ) દિવસ સુધી પિવડાવે. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૩૪]

**૨૧૩ હાર્ટ (દિલ)ની બીમારીથી શિફા માટે ચોથો અમલ**

قُلْ يٰعِبَادِیَ الَّذِيْنَ اَسْرَفُوْا عَلٰٓى اَنْفُسِهِمْ لَا تَقْنَطُوْا

مِنْ رَّحْمَةِ اللّٰهِ ط اِنَّ اللّٰهَ يَغْفِرُ الذُّنُوْبَ جَمِيْعًا ط
اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ط ('ઝુમર' : ૫૩) (سورۂ زمر:۵۳)

- આ આયત કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે.
- ચીનીની પ્લેટ પર લખીને પાણીથી ધોઈને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૯]

**૨૧૪ હાર્ટ (દિલ)ની બીમારીથી શિફા માટે પાંચમો અમલ**

સૂરએ 'ફત્હ' (પારહ : ૨૬)ની આયત નંબર : ૨૮, ૨૯ પઢી પાણી પર દમ કરી ૭ (સાત) દિવસ સુધી બીમાર માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૯]

## ☐ દિલ (હાર્ટ)નો દુ:ખાવો

**૨૧૫ દિલ (હાર્ટ)ના દુ:ખાવાથી શિફા માટે પહેલો અમલ**

وَنَزَعْنَا مَا فِیْ صُدُوْرِهِمْ مِّنْ غِلٍّ (سورۂ اعراف:۴۳)

ઉપરોકત આયતને ઝા'ફરાન (કેસર) અને ગુલાબના પાણીથી લખીને પાણીથી ધોઈને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ દિલ (હાર્ટ)નો દુ:ખાવો મટી જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૨]

**૨૧૬ દિલ (હાર્ટ)ના દુ:ખાવાથી શિફા માટે બીજો અમલ**

સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') (પારહ : ૩૦) પઢી સીના (છાતી) પર દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૨]

## ૨૧૭ દિલ (હાર્ટ)ના દુઃખાવાથી શિફા માટે ત્રીજો અમલ

يَخْرُجُ مِنْ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهٗ
فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ ط (سورۂ نحل:٦٩)

આ આયત કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં એવી રીતે પહેરાવે કે તા'વીઝ દિલ (હાર્ટ) પર લટકેલું રહે. ઈન્શા અલ્લાહ દિલ (હાર્ટ)નો દુઃખાવો મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૭]

## ૨૧૮ દિલ (હાર્ટ)ના દુઃખાવાથી શિફા માટે ચોથો અમલ

ચીનીની પ્લેટ પર સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') લખીને પાણીથી ધોઈને તે પાણી બીમારને પિવડાવે. અલ્લાહ તઆલાના ફઝલથી દિલ (હાર્ટ)નો દુઃખાવો મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૭]

## ☐ દિલ ધડકવું (ખફકાને કલ્બ)

## ૨૧૯ દિલ ધડકવાથી શિફા માટે પહેલો અમલ

'આયતુલ્ કુર્સી' (સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૫૫) અને સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૮૫ અને ૨૮૬ કાગળ પર લખીને તા'વીઝ બનાવી ગળામાં પહેરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૭]

## ૨૨૦ દિલ ધડકવાથી શિફા માટે બીજો અમલ

ચીનીની પ્લેટ પર સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') લખીને ઝમઝમના પાણીથી ધોઈને બીમારને પિવડાવે. દિલની

ધડકનને દૂર કરવા માટે અકસીર છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૮]

**૨૨૧ દિલ ધડકવાથી શિફા માટે ત્રીજો અમલ**

સૂરએ 'કુરૈશ' ('લિ ઈલાફિ કુરૈશ') (પારહ : ૩૦)ને કાગળ પર લખીને પાણીથી ધોઈને પીવાથી ઈન્શા અલ્લાહ દિલ (હાર્ટ)નું ધડકવું મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૮]

**૨૨૨ દિલ ધડકવાથી શિફા માટે ચોથો અમલ**

અમલ નંબર : ૨૧૨ માં લખેલી સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૮ ને ફજરની નમાઝ પછી ૨૧ (એકવીસ) વખત પઢી પાણી પર દમ કરીને ૨૧ (એકવીસ) દિવસ સુધી બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૮]

**૨૨૩ દિલ ધડકવાથી શિફા માટે પાંચમો અમલ**

સૂરએ 'યા સી—ન' (શરીફ) (પારહ : ૨૨) પઢી પાણી પર દમ કરીને બીમારને ૧૧ (અગિયાર) દિવસ સુધી પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૮]

## ☐ હોલે દિલ (દિલમાં દહેશત, ડર લાગવો)

**૨૨૪ હોલે દિલથી શિફા માટે પહેલો અમલ**

لِيَرْبِطَ عَلٰى قُلُوْبِكُمْ وَيُثَبِّتَ بِهِ الْاَقْدَامَ ط (سورۂ انفال:۱۱)

ઉપરોક્ત આયતને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં એવી રીતે પહેરે કે તે તા'વીઝ બરાબર દિલ (હાર્ટ) પર રહે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૦]

## ૨૨૫ હોલે દિલથી શિફા માટે બીજો અમલ

અમલ નંબર : ૨૧૧ માં લખેલી સૂરએ 'ર–અ–દ'નીઆયત નંબર : ૨૮ ને ૪૧ વખત પઢી પાણી પર દમ કરી પીએ. ઈન્શા અલ્લાહ હોલે દિલ મટી જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૦]

## ☐ લોહીનું દબાણ (બ્લડ પ્રેશર) B. P.

## ૨૨૬ બ્લડ પ્રેશર[B.P.]થી શિફા માટે અમલ

وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ النَّاسِ ط
وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ط (سورۂ آل عمران:۱۳۴)

'વલ્કાઝિમી–નલ્ ગય્–ઝ વલ્ આફી–ન અનિન્નાસ. વલ્લાહુ યુહિબ્બુલ્ મુહસિનીન.('આલિ ઈમરાન' :૧૩૪)

દરરોજ સવારે અથવા રાત્રે ૧૦૧ (એકસો એક) વખત ઉપરોકત આયતને પઢવાથી ઈન્શા અલ્લાહ બ્લડ પ્રેશરથી શિફા થશે. [આધારગ્રંથ : ૧, ૪ / પાનું નંબર : અનુક્રમે : ૯, ૬૦]

## ☐ સુગર (ડાયાબીટીસ)

## ૨૨૭ સુગરની બીમારીથી શિફા માટે પહેલો અમલ

- શરૂમાં ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢે,
- ૧ (એક) વખત આ આયત પઢે :

اِنَّهٗ عَلٰى رَجْعِهٖ لَقَادِرٌ ط (سورۂ طارق:۸)

'ઈન્નહૂ અલા રજ્ઈહી લ કાદિર.' (સૂરએ 'તારિક' : ૮)

- ૧ (એક) વખત સૂરએ 'આદિયાત' (પારહ : ૩૦)સંપૂર્ણ પઢે,
- ત્યાર બા'દ આ આયત પઢે :

رَبِّ اَدْخِلْنِیْ مُدْخَلَ صِدْقٍ وَّاَخْرِجْنِیْ مُخْرَجَ صِدْقٍ وَّاجْعَلْ لِّیْ مِنْ لَّدُنْکَ سُلْطَانًا نَّصِیْرًا ط (بنی اسرائیل:۸۰)

**'રબ્બિ અદ્‌ખિલ્‌ની મુદ્‌-ખ-લ સિદ્‌કિંવ્‌ વ અખ્રિજની મુખ્ર-જ સિદ્‌કિંવ્‌ વજ્અલ્લી મિલ્લદુન્ક સુલ્તાનન્‌ નસીરા.'**

- અંતમાં ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢીને પાણી પર દમ કરે.
- આ દમ કરેલું પાણી સવાર–સાંજ બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧ / પાનું : ૨૦]

## ૨૨૮ સુગરની બીમારીથી શિફા માટે બીજો અમલ

અમલ નંબર : ૨૨૭ માં લખેલી સૂરએ 'બની ઈસરાઈલ'ની આયત નંબર : ૮૦ ને દરરોજ સવારે ૪૧ (એકતાલીસ) વખત પઢીને શરીર પર દમ કરે અને પાણી પર દમ કરીને તે પાણી પીએ. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૧, ૪ / પાનું નંબર : અનુક્રમે : ૨૦, ૬૧]

## ☐ બગલ (કાખ)

## ૨૨૯ બગલની ગાંઠ (કાખ બિલાડી)થી શિફા માટે અમલ

અમલ નંબર : ૨૦૭ માં લખેલી સૂરએ 'યૂસુફ'ની આયત નંબર : ૧ અને ત્રણ કલિમાત દરરોજ સવારે સૂરજ નીકળવા પહેલાં અને સાંજે સૂરજ ડૂબવા પછી ૧૦૦ (એક સો) વખત પઢીને પાણી પર દમ કરીને પીએ. જયાં સુધી બીમારી સંપૂર્ણપણે મટી ન જાય ત્યાં સુધી

આ અમલ ચાલુ રાખે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું નંબર : ૪૫]

**૨૩૦ બગલ અથવા પગમાંથી દુર્ગંધ (બદબૂ) આવવાથી શિફા માટે અમલ**

સૂરએ 'બ-ક-રહ'ની આયત નંબર : ૧૭૩ ને ૧૧૦૦ (અગિયાર સો) વખત પઢીને શુદ્ધ મધ પર દમ કરે. અને સવાર-સાંજ એક-એક ચમચી ખાય. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું નંબર : ૧૧૬]

### ☐ પડખું (પાસું)

**૨૩૧ પડખાં (પાસાં)ના દુઃખાવાથી શિફા માટે અમલ**

- સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૧૯૧ ને લખીને પહેલૂ (પડખા) પર બાંધો.
- એ જ આયતને દરરોજ ૩ (ત્રણ) વખત પઢીને દમ કરો.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૯ / પાનું : ૧૨૮]

## લીવર (પિત્તાશય, યકૃત, તિલ્લી)

### ☐ કમળો (જોન્ડીસ)

**૨૩૨ કમળાથી શિફા માટે પહેલો અમલ**

سَبَّحَ لِلّٰهِ مَا فِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ ج

وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط (سورۂ حشر:۱)

'સબ્બ-હ લિલ્લાહિ મા ફિસ્સમાવાતિ વ મા ફિલ્ અર્દ.
વ હુ-વલ્ અઝીઝુલ્ હકીમ.' (સૂરએ 'હશ્ર' : ૧)

ઉપરોકત આયતને ૧૦૧ (એક સો એક) વખત પઢીને પાણી પર દમ કરીને બીમાર માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૩૮, ૧૫૯]

## ૨૩૩ કમળાથી શિફા માટે બીજો અમલ

- સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') ૧ (એક) વખત,
- સૂરએ 'હશ્ર' (પારહ : ૨૮) ૭ (સાત) વખત,
- સૂરએ 'કુરૈશ' (પારહ : ૩૦) ૧ (એક) વખત,

પઢીને પાણી પર દમ કરીને બીમાર માણસને પિવડાવે. સંપૂર્ણ ફાયદો ન થાય ત્યાં સુધી આ અમલ ચાલુ રાખે.(ઈ.અ.) શિફા થશે.
[આધારગ્રંથ : ૪, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૨૪, ૧૭૨]

## ૨૩૪ કમળાથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'બય્યિનહ' ('લમ્ યકુનિલ્લઝી')ને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બીમારના ગળામાં પહેરાવે. (ઈ. અ.) કમળો મટી જશે. આ અનુભવસિદ્ધ અમલ છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૯]

## ☐ પિત્તાશય (લીવર)માં પથરી

## ૨૩૫ પિત્તાશય (લીવર)માં પથરી અથવા ઝેરથી શિફા માટે અમલ

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَیُّ الْقَیُّوْمُ ۚ (سورۂ بقرہ:۲۵۵)

**'અલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુ–વલ્ હય્યુલ્ કય્યૂમ.'**

ઉપરોકત આયતને ૧ (એક) વખત પઢીને પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. ૪૦ (ચાલીસ) દિવસ સુધી આ અમલ કરે. [આધારગ્રંથ : ૨૨ / પાનું નંબર : ૪૯]

## ☐ પિત્તાશય (લીવર)ની બીજી બીમારીઓ

### ૨૩૬ પિત્તાશયની બીમારીથી શિફા માટે પહેલો અમલ

اَلرَّحْمٰنُ عَلَى الْعَرْشِ اسْتَوٰى ط (سورۂ طٰہٰ:۵)

**'અર્રહમાનુ અલલ્ અર્શિસ્તવા.'** (સૂરએ 'તા–હા' : ૫)

શરૂ અને અંતમાં દુરૂદ શરીફ પઢી ઉપરોકત આયતને ૧૧ (અગિયાર) વખત પઢીને પાણી પર દમ કરીને પીવું. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નં. : અનુક્રમે : ૩૮, ૧૫૭]

### ૨૩૭ પિત્તાશયની બીમારીથી શિફા માટે બીજો અમલ

اِنَّ اللّٰهَ يُمْسِكُ السَّمٰوٰتِ وَالْاَرْضَ اَنْ تَزُوْلَا ج
وَلَئِنْ زَالَتَآ اِنْ اَمْسَكَهُمَا مِنْ اَحَدٍ مِّنْ بَعْدِهٖ ط
اِنَّهٗ كَانَ حَلِيْمًا غَفُوْرًا ط ('ફાતિર' : ૪૧) (سورۂ فاطر:۴۱)

ઉપરોકત આયતે કરીમાને કાગળ પર લખી તા'વીઝ બનાવીને તિહાલ (બરોળ) પર બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૧, ૧૨ / પાનું નંબર : અનુક્રમે : ૧૩૨, ૧૦]

### ૨૩૮ પિત્તાશયની બીમારીથી શિફા માટે ત્રીજો અમલ

تَبٰرَكَ اسْمُ رَبِّكَ ذِى الْجَلٰلِ وَالْاِكْرَامِ ع

(سورۂ رحمٰن:۷۸) (સૂરએ 'રહમાન' : ૭૮)

**'તબા-રકસ્મુ રબ્બિ-ક ઝિલ્ જલાલિ વલ્ ઈકરામ.'**

ઉપરોકત આયતને દરરોજ ૨૧ (એકવીસ) વખત પઢીને પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૫, ૩ / પાનું નંબર : અનુક્રમે : ૩૭, ૫૮]

## ૨૩૯ પિત્તાશયની બીમારીથી શિફા માટે ચોથો અમલ

وَلَهٗ مَا سَكَنَ فِى الَّيْلِ وَالنَّهَارِ ط وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ط

**'વ લહૂ મા સ-ક-ન ફિલ્ લયલિ વન્નહાર.**

**વ હુ-વસ્સમીઉલ્ અલીમ.'** (સૂરએ 'અન્આમ' : ૧૩)

- ૨૧ (એકવીસ) વખત ઉપરોકત આયત પઢીને ખાંડ પર દમ કરીને બીમારને ચટાવે.
- એ જ આયતને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બરોળની જગ્યાએ બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું નંબર : ૧૫૭]

## ૨૪૦ પિત્તાશયની બીમારીથી શિફા માટે પાંચમો અમલ

સૂરએ 'નાસ' ('કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ') ૧૧ (અગિયાર) વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ પિત્તાશયની બીમારી મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું નંબર : ૧૫૮]

## ૨૪૧ પિત્તાશયની બીમારીથી શિફા માટે છઠ્ઠો અમલ

સૂરએ 'મુમ્તહિનહ' કાગળ પર લખીને પાણીથી ધોઈને પિવડાવે. (ઈ.અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું નંબર : ૧૫૮]

**૨૪૨ પિત્તાશયની બીમારીથી શિફા માટે સાતમો અમલ**

સૂરએ 'વદ્દુહા' કાગળ પર લખીને દુઃખાવાની જગ્યાએ બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું નંબર : ૧૫૯]

**૨૪૩ પિત્તાશયની બીમારીથી શિફા માટે આઠમો અમલ**

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

كَانَ الۡبَحۡرُ مِدَادًا لِّكَلِمٰتِ رَبِّىۡ ط (سورهٔ كهف:۱۰۹)

- કાગળ પર ઉપરોકત આયત લખીને તા'વીઝ બનાવે.
- બીમાર સ્ત્રી ગળામાં પહેરે અને બીમાર પુરુષ બાઝૂ (બાહૂ) પર બાંધે.
- કાગળ અથવા પ્લેટ પર એ જ આયત લખી પાણીથી ધોઈને ખાલી પેટે પીએ.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૫૮]

## ☐ પિત્તાશય (લીવર)નો દુઃખાવો

**૨૪૪ પિત્તાશય (લીવર)ના દુઃખાવાથી શિફા માટે પહેલો અમલ**

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِىۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ فِىۡ

سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسۡتَوٰى عَلَى الۡعَرۡشِ قف (سورهٔ اعراف:۵۴)

'ઈન્ન રબ્બકુમુલ્લાહુલ્લઝી ખ-લ-કસ્સમાવાતિ વલ્ અર્દ

**ફી સિત્તતિ અય્યામિન્ સુમ્મસ્તવા અલલ્ અર્શ.'**

- ઉપરોક્ત આયતને કાગળ પર લખીને દુઃખાવાની જગ્યાએ બાંધે.
- એ જ આયતને પઢીને પાણી પર દમ કરીને એક અઠવાડિયા સુધી પિવડાવે.

ઈન્શા અલ્લાહ દુઃખાવો મટી જશે. આ ઘણો અનુભવસિદ્ધ અમલ છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૮]

### ૨૪૫ પિત્તાશય (લીવર)ના દુઃખાવાથી શિફા માટે બીજો અમલ

પિત્તાશય (લીવર)ની તમામ બીમારીઓ માટે અમલ નં. : ૨૩૮ માં લખેલી સૂરએ 'રહમાન'ની આયત નં. : ૭૮ ને પઢીને પાણી પર દમ કરીને પિવડાવે. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૮]

## ☐ પિત્તનો પ્રકોપ (વધારો)

### ૨૪૬ પિત્તના ઉભરાવાથી શિફા માટે અમલ

كُنْ فَيَكُوْنُ قف (سورۃ اٰل عمران:۵۹)

**'કુન્ ફ યકૂન.'** (સૂરએ 'આલિ ઈમરાન' : ૫૯)

- દૂધના માવાનો પેંડો અથવા ખાંડ પાણીમાં ઓગાળીને ૧૧ (અગિયાર) વખત ઉપરોક્ત આયત પઢીને દમ કરે અને બીમારને દિવસમાં ૩ (ત્રણ) વખત પિવડાવે.
- તાત્કાલિક એક વખત આ અમલ કરવો પૂરતો છે.
- જો રોગમાં તીવ્રતા હોય તો થોડાં દિવસ અમલ ચાલુ રાખે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૫૨]

## ☐ બરોળ [Spleen]

**૨૪૭ બરોળ [Spleen]ની બીમારીથી શિફા માટે અમલ**

اِنَّ اللّٰهَ يُمْسِكُ السَّمٰوٰتِ وَالْاَرْضَ اَنْ تَزُوْلَا ۚ
وَلَئِنْ زَالَتَآ اِنْ اَمْسَكَهُمَا مِنْ اَحَدٍ مِّنْ بَعْدِهٖ ۚ
اِنَّهٗ كَانَ حَلِيْمًا غَفُوْرًا ۚ ('ફાતિર' : ૪૧) (سورۂ 'فاطر':۴۱)

ઉપરોકત આયતે કરીમાને કાગળ પર લખી તા'વીઝ બનાવીને તિહાલ (બરોળ) પર બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૨ / પાનું : ૧૦]

## પેટ અને જઠર

### ☐ પેટનો દુ:ખાવો અને બીમારી

**૨૪૮ પેટના દુ:ખાવાથી શિફા માટે પહેલો અમલ**

لَا فِيْهَا غَوْلٌ وَّلَا هُمْ عَنْهَا يُنْزَفُوْنَ ۚ (سورۂ 'صٰفّٰت':۴۷)

**'લા ફીહા ગવ્લુવં વ લા હુમ્ અન્હા યુન્ઝફૂન.'**

- શરૂમાં અને અંતમાં ત્રણ–ત્રણ વખત દુરૂદ શરીફ પઢે.
- ઉપરની આયતને ૩ (ત્રણ) વખત પઢે.
- પછી પાણી અથવા દવા પર દમ કરી પીએ.
- અથવા એ જ આયતને લખીને પેટ પર બાંધે.

ઈન્શા અલ્લાહ અલ્લાહ પાક જરૂર શિફા આપશે.

[આધારગ્રંથ : ૧ / પાનું : ૧૮]

## ૨૪૯ પેટના દુઃખાવાથી શિફા માટે બીજો અમલ

وَاللّٰهُ اَخْرَجَكُمْ مِّنْۢ بُطُوْنِ اُمَّهٰتِكُمْ ط (سورۂ نحل:۷۸)

**'વલ્લાહુ અખ્-ર-જકુમ્ મિમ્ બુતૂનિ ઉમ્મહાતિકુમ્.'**

ઉપરની આયતને ૭ (સાત) વખત પઢીને થોડાં નમક (મીઠાં) પર દમ કરીને ચાટે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૩૪, ૧૫૧]

## ૨૫૦ પેટના દુઃખાવાથી શિફા માટે ત્રીજો અમલ

- બીમાર માણસને ઊંધો સૂવડાવો.
- પછી સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્હુવલ્લાહુ' શરીફ) ૪૦ (ચાલીસ) વખત પઢીને તેના પર દમ કરો.

ઈન્શા અલ્લાહ શિફા થશે. આ અમલ અનુભવસિદ્ધ છે.

[આધારગ્રંથ : ૯ / પાનું : ૧૨૮]

## ૨૫૧ પેટના દુઃખાવાથી શિફા માટે ચોથો અમલ

૭ (સાત) વખત સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') (પારહ : ૩૦) પઢી પાણી પર દમ કરી બીમાર પીએ. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૭ / પાનું : ૯૪]

## ૨૫૨ પેટના દુઃખાવાથી શિફા માટે પાંચમો અમલ

સૂરએ 'લુકમાન' (પારહ : ૨૧)ને ઝા'ફરાન (કેસર)થી પ્લેટ અથવા કાગળ ઉપર લખીને ઝમઝમના પાણીથી ધોઈને સવારે ખાલી પેટે બીમારને થોડા દિવસ પિવડાવે.

ઈન્શા અલ્લાહ પેટની તમામ બીમારીઓ દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૧૫ / સપ્ટેમ્બર : ૨૦૧૨]

### ૨૫૩ પેટના દુઃખાવાથી શિફા માટે છઠ્ઠો અમલ

- ઝીણું દરેલું મીઠું ચોખાના એક દાણા જેટલું એક ચમચા પાણીમાં નાંખો.
- એક વખત : اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَیُّ الْقَیُّوْمُ ۚ

**'અલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુ–વલ્ હય્યુલ્ કય્યૂમ.'**

પછી એ પાણી પર દમ કરીને પીઓ. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૧૮]

### ૨૫૪ પેટના દુઃખાવાથી શિફા માટે સાતમો અમલ

૧૧ (અગિયાર) વખત નીચે લખેલી આયત પઢી પાણી પર દમ કરીને પીવાથી ઈન્શા અલ્લાહ પેટનો દુઃખાવો મટી જશે.

**'અલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુ–વલ્ હય્યુલ્ કય્યૂમ.'**

(સૂરએ 'બ–ક–રહ' : ૨૫૫)

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૧]

### ૨૫૫ પેટના દુઃખાવાથી શિફા માટે આઠમો અમલ

સૂરએ 'ક–સ–સ' (પારહ : ૨૦) અને સૂરએ 'લુકમાન' (પારહ : ૨૧) પઢી પાણી પર દમ કરીને પિવડાવે. પેટના દુઃખાવાથી ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૨]

### ☐ જલોદર (પેટમાં પાણી ભરાવું)

### ૨૫૬ જલોદરની બીમારીથી શિફા માટે અમલ

૩ (ત્રણ) વખત સૂરએ 'વાકિઅહ' (પારહ : ૨૭) પઢી પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૫૯]

## ☐ જઠરનો દુઃખાવો

### ૨૫૭ જઠરના દુઃખાવાથી શિફા માટે પહેલો અમલ

ફજરની નમાઝ પછી ૨૧ (એકવીસ) વખત અમલ નંબર : ૨૧૨ માં લખેલી સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૮ પઢી પાણી પર દમ કરી ૨૧ (એકવીસ) દિવસ સુધી બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૯]

### ૨૫૮ જઠરના દુઃખાવાથી શિફા માટે બીજો અમલ

- સૂરએ 'આલિ ઈમરાન'નીઆયત નંબર : ૮૩ ને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે અને
- ચીનીની રકાબી (પ્લેટ) પર એ જ આયત લખીને પાણીથી ધોઈને પિવડાવે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૪૯]

### ૨૫૯ જઠરના દુઃખાવાથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'યા સી—ન' (પારહ : ૨૨) સંપૂર્ણ પઢીને પાણી પર દમ કરીને ૧૧ (અગિયાર) દિવસ બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૦]

## ૨૬૦ જઠરના દુઃખાવાથી શિફા માટે ચોથો અમલ

قُلْ اِنَّنِىْ هَدٰىنِىْ رَبِّىْٓ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۚ

(سورۂ انعام:۱۶۱) (સૂરએ 'અન્આમ' : ૧૬૧)

**'કુન્ ઈન્નની હદાની રબ્બી ઈલા સિરાતિમ્ મુસ્તકીમ.'**

- આ આયત પઢીને પાણી પર દમ કરીને બીમારને પિવડાવે.
- એ જ આયતને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૦]

## ૨૬૧ જઠરના દુઃખાવાથી શિફા માટે પાંચમો અમલ

- સૂરએ 'મુઅ્મિનૂન'ની આયત નંબર : ૧૧૫ અને ૧૧૬ ને ૧૧ (અગિયાર) વખત પઢીને પાણી પર દમ કરીને ૧૧ (અગિયાર) દિવસ પિવડાવે.
- એ જ આયતને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૦]

## ૨૬૨ જઠરના દુઃખાવાથી શિફા માટે છઠ્ઠો અમલ

દરરોજ ૩ (ત્રણ) કાળા મરી પર ૨૧ (એકવીસ) વખત સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ–વલ્લાહ') પઢીને દમ કરી ૭ (સાત) દિવસ ખવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૦]

## ☐ અપચો (બદહઝમી)

## ૨૬૩ અપચા (બદહઝમી)થી શિફા માટે પહેલો અમલ

અમલ નંબર :૮ (આઠ)માં લખેલી સૂરએ 'બની ઈસરાઈલ' આયત નંબર : ૧૦૫ ને જમ્યા પછી ૭ (સાત) વખત પઢીને નમક (મીઠાં) પર દમ કરીને ખાઈ લે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૩, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૫૧, ૧૫૧]

### ૨૬૪ અપચા (બદહઝમી)થી શિફા માટે બીજો અમલ

- સૂરએ 'કદ્ર' ('ઈન્ના અન્ઝલ્નાહુ ફી લય્લતિલ્ કદ્ર')ને ૧૧ (અગિયાર) વખત પઢીને પાણી પર દમ કરી બીમારને પિવડાવે.
- દિવસમાં ૩ (ત્રણ) વખત આ દમ કરેલું પાણી પિવડાવે.
- આ જ પ્રમાણે ૭ (સાત) દિવસ સુધી આ અમલ કરે. (ઈ.અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૩, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૫૬, ૧૫૧]

## ☐ ઊલટી

### ૨૬૫ ઊલટીથી શિફા માટે પહેલો અમલ

સૂરએ 'મુહમ્મદ' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નીઆયત નંબર : ૨ ને ૩ (ત્રણ) વખત પઢીને પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૩]

### ૨૬૬ ઊલટીથી શિફા માટે બીજો અમલ

સૂરએ 'વાકિઅહ'ની આયત નંબર : ૧ થી ૧૧ ને ૧૧ (અગિયાર) વખત પઢી નમક (મીઠું) પર દમ કરી ચટાડે. ઈન્શા અલ્લાહ ઊલટી બંધ થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૩]

### ૨૬૭ ઊલટીથી શિફા માટે ત્રીજો અમલ

يَوْمَئِذٍ تُعْرَضُوْنَ لَا تَخْفٰى مِنْكُمْ خَافِيَةٌ ط

(سورۃ 'الحاقۃ':۱۸) (સૂરએ 'અલ્ હાક્કહ' : ૧૮)

**'યવ્મઈઝિન્ તુઅ્-રઝૂ-ન લા તખ્ફા મિન્કુમ્ ખાફિયહ.'**

- ઉપરોક્ત આયતને ૪૧ (એકતાલીસ) વખત પઢીને પાણી પર દમ કરીને પીએ.
- એ જ આયતને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૪]

**૨૬૮ લોહીની ઊલટીથી શિફા માટે અમલ**

(૧) **'અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.'** (સૂરએ 'ફાતિહા' : ૧)

(૨) **'હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ.'** ('આલિ ઈમરાન' : ૧૭૩)

(૩) **'ફ તબા-ર-કલ્લાહુ અહ્સનુલ્ ખાલિકીન.'** ('મુઅ્મિનૂન' : ૧૪)

(૪) **'લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ.'** (ત્રીજો કલિમહ)

દરરોજ ઉપરની ૩ (ત્રણ) આયતો અને ત્રીજા કલિમહને ઝોહરની નમાઝ પછી ૪૧ (એકતાલીસ) વખત પઢીને પાણી પર દમ કરીને થોડા દિવસ પિવડાવે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૪]

## ☐ ઝાડા (ડીસનતરી), મરડો

**૨૬૯ મરડાની બીમારીથી શિફા માટે પહેલો અમલ**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط وَاِذْ قَالَتِ امْرَاَةُ عِمْرَانَ

رَبِّ اِنِّیۡ نَذَرۡتُ لَکَ مَا فِیۡ بَطۡنِیۡ مُحَرَّرًا فَتَقَبَّلۡ مِنِّیۡ ۚ
اِنَّکَ اَنۡتَ السَّمِیۡعُ الۡعَلِیۡمُ ۚ (سورۂ آل عمران:۳۵)

દુ:ખાવાની સાથે લોહીના ઝાડા (દસ્ત) થતા હોયતો ઉપરોકત આયતે શરીફાને દરરોજ પ્લેટ અથવા કાગળ ઉપર લખીને ધોઈને પીએ. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૯ / પાનું : ૧૨૮]

**૨૭૦ મરડાની બીમારીથી શિફા માટે બીજો અમલ**

- સૂરએ 'નિસા–અ'ની આયત નંબર : ૩૨ ને સવારે સૂરજ નીકળવા પહેલાં પઢીને એક પ્યાલી પાણી પર દમ કરીને બીમાર માણસને ખાલી પેટે ૧ (એક) મહિના સુધી પિવડાવે.
- દમ કરેલું પાણી પીવા પછી અરધા કલાક સુધી કોઈ વસ્તુ ખાવી–પીવી નહિ.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૪૯, ૫૦]

**૨૭૧ મરડાની બીમારીથી શિફા માટે ત્રીજો અમલ**

- પહેલા દિવસે : بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ۚ
- બીજા દિવસે : بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ۚ
  الٓمّٓ ۙ اَللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ الۡحَیُّ الۡقَیُّوۡمُ ۚ

કાગળ પર લખીને તા'વીઝ બનાવીને પેટ પર બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૨]

**૨૭૨ મરડાની બીમારીથી શિફા માટે ચોથો અમલ**

- જો લોહીના ઝાડા થતા હોય તો સૂરએ 'યૂનુસ'ની આયત નંબર : ૫૭

અને ૫૮ ને કાગળ પર લખી પાણીમાં ધોઈને બીમાર માણસને ૨૧ (એકવીસ) દિવસ સુધી પિવડાવે.

● એ જ આયતને કાગળ પર લખી તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / ૧૫૨]

## ☐ ભૂખ

### ૨૭૩ ભૂખ-પ્યાસ લાગવા માટે અમલ

وَالَّذِیْ هُوَ یُطْعِمُنِیْ وَیَسْقِیْنِ ط (سورۂ شعراء:۷۹)

**'વલ્લઝી હુ-વ યુત્ઈમુની વ યસ્કીન.**(સૂરએ 'શુઅરા' : ૭૯)

ભૂખ-પ્યાસ બંધ થઈ જાય તો ઉપરોકત આયતને પઢીને પાણી પર દમ કરીને તે બીમાર માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૪, ૧૯ / પાનું નંબર : અનુક્રમે : ૬૯, ૮૫]

### ૨૭૪ ભૂખ લાગવા માટે પહેલો અમલ

وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَیْکُمْ وَرَحْمَتُهٗ
وَاَنَّ اللّٰهَ تَوَّابٌ حَکِیْمٌ ط (سورۂ نور:۱۰)

**'વ લવ્ લા ફઝ્લુલ્લાહિ અલય્કુમ્ વ રહમતુહૂ વ અન્નલ્લા-હ તવ્વાબુન્ હકીમ'** (સૂરએ 'નૂર' : ૧૦)

ઉપરોકત આયતને ૨૧ (એકવીસ) વખત પઢીને પાણી ઉપર દમ કરીને પીએ. ઈન્શા અલ્લાહ ભૂખ લાગશે.

[આધારગ્રંથ : ૩, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૫૨, ૧૫૫]

### ૨૭૫ ભૂખ લાગવા માટે બીજો અમલ

وَالَّذِیْ هُوَ يُطْعِمُنِیْ وَيَسْقِيْنِ ط (سورهٔ شعراء:۷۹)

**'વલ્લઝી હુ-વ યુત્ઈમુની વ યસ્કીન.'** (સૂરએ 'શુઅરા' : ૭૯)

ઉપરોક્ત આયતને ૪૧ (એકતાલીસ) વખત પઢીને ખાવાની વસ્તુ પર દમ કરીને બીમાર માણસને ખવડાવે. ઈન્શા અલ્લાહ ભૂખ લાગશે. [આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૩૬, ૧૫૫]

## ૨૭૬ ભૂખનું પ્રમાણ ઘટાડવા માટે પહેલો અમલ

وَفِی السَّمَآءِ رِزْقُكُمْ وَمَا تُوْعَدُوْنَ ط (سورهٔ ذاریات:۲۲)

**'વ ફિસ્સમાઈ રિઝ્કુકુમ્ વ મા તૂ-અદૂન.'** ('ઝારિયાત' : ૨૨)

ઉપરોક્ત આયતને ૧૧ (અગિયાર) વખત પઢીને પાણી ઉપર દમ કરીને જમવા પહેલાં પી લે. ઈન્શા અલ્લાહ ભૂખ ઓછી થશે.
[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૩૭, ૧૫૬]

## ૨૭૭ ભૂખનું પ્રમાણ ઘટાડવા માટે બીજો અમલ

સૂરએ 'ફાતિર'ની આયત નંબર : ૨ અને ૩ ને ૧૧ (અગિયાર) વખત પઢીને પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ ભૂખ ઓછી લાગશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૬]

## ૨૭૮ ભૂખનું પ્રમાણ વધારવા માટે અમલ

સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૩૨ ને ૪૧ (એકતાલીસ) વખત પઢીને પાણી ઉપર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ ભૂખ વધુ લાગશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૫]

☐ **તરસ**

### ૨૭૯ તરસનું પ્રમાણ ઘટાડવા માટે અમલ

وَهُوَ الَّذِیْٓ اَرْسَلَ الرِّیٰحَ بُشْرًاۢ بَیْنَ یَدَیْ رَحْمَتِهٖ ۚ
وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً طَهُوْرًا ۙ (سورۂ فرقان:۴۸)

**'વ હુ-વલ્લઝી અર-સલર્રિયા-હ બુશ્રમ્ બય્-ન યદય્ રહ-મતિહ. વ અન્ઝલ્ના મિનસ્સમાઈ મા-અન્ તહૂરા.'**

ઉપરોકત આયત ૨૧ (એકવીસ) વખત પઢી પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ તરસ ઓછી લાગશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૫૫]

## ☐ આંતરડાં

### ૨૮૦ કદ્દૂ-દાણાં (આંતરડાંમાં કરમ થવા)ની બીમારીથી શિફા માટે અમલ

- સૂરએ 'બ-ક-રહ'ની આયત નંબર : ૪૯ નેકાળી શાહી (ઈન્ક)થી કાગળ પર લખી તા'વીઝ બનાવી ગળામાં પહેરે.
- આ જ આયત ચીનીની પ્લેટ પર ઝાફરાન (કેસર)થી લખીને સવાર, સાંજ અને રાત્રે સૂતાં પહેલાં પાણીથી ધોઈને પીએ.
- થોડા દિવસ આ અમલ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૦૨]

## ☐ નાભિ, ડૂંટી, નાફ, અમોઈ

### ૨૮૧ નાભિ, ડૂંટી, નાફ ખસી જવાથી શિફા માટે પહેલો અમલ

જેના નાફમાં દુ:ખાવો થાય (અમોઈ ખસી જાય) તેના નાફ પર હાથ મૂકી સૂરએ 'હા–મીમ સજદહ'ની આયત નંબર : ૪૧ અને ૪૨ ને પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૮]

### ૨૮૨ નાભિ, ડૂંટી, નાફ ખસી જવાથી શિફા માટે બીજો અમલ

ذٰلِکَ تَخۡفِیۡفٌ مِّنۡ رَّبِّکُمۡ وَرَحۡمَۃٌ ؕ (سورۂ بقرہ:۱۷۸)

ઉપરોક્ત આયતે કરીમા કાગળ પર લખી તા'વીઝ બનાવી નાફ પર બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૩]

## ☐ કિડની (મૂત્ર પિંડ, ગુરદા)

### ૨૮૩ કિડનીની બીમારીથી શિફા માટે અમલ

સૂરએ 'કુરૈશ'ને ૧ (એક) વખત પઢીને ખાવાની વસ્તુ પર દમ કરીને બીમાર માણસને ખવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૫, ૧૧, ૨૪ / પાનું નં. : અનુક્રમે : ૩૯, ૧૪૧, ૧૬૦]

### ૨૮૪ કિડનીના સોજાથી શિફા માટે અમલ

لَاۤ اِلٰہَ اِلَّا ہُوَ الرَّحۡمٰنُ الرَّحِیۡمُ ؕ (سورۂ بقرہ:۱۶۳)

**'લા ઈલા–હ ઈલ્લા હુ–વર્રહમાનુર્રહીમ.'**

દરેક નમાઝ પછી ઉપરોક્ત આયતને ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૪૩]

### ૨૮૫ કિડનીના દુ:ખાવાથી શિફા માટે પહેલો અમલ

સૂરએ 'જિન'ની આયત નંબર : ૧૮ અને ૧૯ નેમુશ્ક અને ઝાફરાન (કેસર)થી લખીને તા'વીઝ બનાવીને દુઃખાવાની જગાએ બાંધી દે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૦]

**૨૮૬ કિડનીના દુઃખાવાથી શિફા માટે બીજો અમલ**

સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૫૭ ને ૨૧ (એકવીસ) વખત પઢીને પાણી ઉપર દમ કરીને પીએ. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૧]

**૨૮૭ કિડનીના દુઃખાવાથી શિફા માટે ત્રીજો અમલ**

સૂરએ 'હદીદ' (પારહ : ૨૭)ની આયત નંબર : ૧ થી ૬ એકવીસ વખત પઢી પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૨]

☐ **<u>મૂત્રાશય, (મસાના)</u>**

**૨૮૮ મૂત્રાશયના દુઃખાવાથી શિફાનો પહેલો અમલ**

અમલ નંબર : ૨૧૩ માં લખેલી સૂરએ 'ઝુમર'ની આયત નંબર : ૫૩ પઢીને પાણી ઉપર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૨]

**૨૮૯ મૂત્રાશયના દુઃખાવાથી શિફાનો બીજો અમલ**

اَلَمْ نَجْعَلْ لَّهٗ عَيْنَيْنِ ۙ وَلِسَانًا وَّشَفَتَيْنِ ۙ

وَهَدَيْنٰهُ النَّجْدَيْنِ ۚ (سورۂ بلد: ۸تا۱۰)

'અલમ્ નજ્અલ્ લહૂ અય્નય્ન.

વ લિસાનંવ્ વ શ-ફતય્ન. વ હ-દય્નાહુન્નજ્દય્ન.'

ઉપરોક્ત આયતોને ૪૧ (એકતાલીસ) વખત પઢીને ગુલાબના પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૨]

## ☐ પથરી (સ્ટોન)

### ૨૯૦ પથરીથી શિફા માટે પહેલો અમલ

સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') (પારહ : ૩૦)ને પાણી ઉપર દમ કરીને પીવાથી પથરી ઈન્શા અલ્લાહ ટુકડા ટુકડા થઈને નીકળી જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૪૧]

### ૨૯૧ પથરીથી શિફા માટે બીજો અમલ

وَاَنْزَلْنَا مِنَ الْمُعْصِرَاتِ مَآءً ثَجَّاجًا ط (سورۂ نبا: ۱۴)

'વ અન્ઝલ્ના મિનલ્ મુઅ્સિરાતિ મા-અન્ સજ્જાજા.'

શરૂ અને અંતમાં ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢી ઉપરોક્ત આયતને ૧૧ (અગિયાર) વખત પઢીને પાણીમાં દમ કરે. એ પાણી સવાર-સાંજ પીએ. (ઈ.અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૧ / પાનું : ૨૨]

### ૨૯૨ પથરીથી શિફા માટે ત્રીજો અમલ

સૂરએ 'બ-ક-રહ'ની આયત નંબર : ૭૪ ને ૪૧ (એકતાલીસ) વખત પઢીને પાણી પર દમ કરીને દરરોજ પિવડાવે. ઈન્શા અલ્લાહ થોડા દિવસમાં શિફા થશે.

[આધારગ્રંથ : ૩, ૪, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૨૧, ૭, ૧૬૨]

**૨૯૩ પથરીથી શિફા માટે ચોથો અમલ**

સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૫૭ ને ૨૧ (એકવીસ) વખત પઢીને પાણી ઉપર દમ કરીને થોડા દિવસ સુધી પીતા રહે. ઈન્શા અલ્લાહ પથરી નીકળી જશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૪૦]

## પેશાબ

### ☐ પેશાબ બંધ થઈ જવો

**૨૯૪ પેશાબ-ઝાડો બંધ થઈ જવાથી શિફાનો પહેલો અમલ**

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ط

وَّبُسَّتِ الْجِبَالُ بَسًّا ط فَکَانَتْ ھَبَاءً مُّنْبَثًّا ط

(سورۂ واقعہ:۵،۶)

وَحُمِلَتِ الْاَرْضُ وَالْجِبَالُ فَدُکَّتَا دَکَّۃً وَّاحِدَۃً ط

(سورۂ الحاقہ:۱۴)

ઉપરોક્ત આયતોને એક ચીનીની રકાબીમાં લખીને પાણીથી ધોઈને બીમાર માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૯ / પાનું : ૧૨૯]

**૨૯૫ પેશાબ-ઝાડો બંધ થઈ જવાથી શિફાનો બીજો અમલ**

فَفَتَحْنَا اَبْوَابَ السَّمَآءِ بِمَآءٍ مُّنْهَمِرٍ ﴾

وَفَجَّرْنَا الْاَرْضَ عُيُوْنًا فَالْتَقَى الْمَآءُ عَلٰٓى اَمْرٍ قَدْ قُدِرَ ﴾

સૂરએ 'કમર'ની આયત નંબર : ૧૧ અને ૧૨ ને કાગળ પર લખીને બીમારના હાથ પર બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થઈ જશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૧૪૮, ૧૬૩]

## ૨૯૬ પેશાબ-ઝાડો બંધ થઈ જવાથી શિફાનો ત્રીજો અમલ

સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ-વલ્લાહ') ૧૧ (અગિયાર) વખત પઢીને પાણી પર દમ કરીને પીએ. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૪૨, ૧૬૩]

## ૨૯૭ પેશાબ-ઝાડો બંધ થઈ જવાથી શિફાનો ચોથો અમલ

- સૂરએ 'બ-ક-રહ'ની આયત નંબર : ૬૦ ને ૭૧ (એકોતેર) વખત પઢી પાણી પર દમ કરી બીમારને પિવડાવે.
- અને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બીમારના ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪, ૨૫ / પાનું નંબર : અનુક્રમે : ૧૬૨, ૨૩૮]

## ૨૯૮ પેશાબ-ઝાડો બંધ થઈ જવાથી શિફાનો પાંચમો અમલ

وَجَعَلْنَا مِنَ الْمَآءِ كُلَّ شَيْءٍ حَيٍّ ﴾ اَفَلَا يُؤْمِنُوْنَ ﴾

**'વ જઅલ્ના મિનલ્ માઈ કુલ્લ શય્ઈન્ હય્ય.**
**અ ફ લા યુઅ્મિનૂન.'** (સૂરએ 'અમ્બિયા' : ૩૦)

ઉપરોકત આયતને ૧૦૧ (એક સો એક) વખત પઢી ગુલાબના પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ પેશાબની રુકાવટ મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૩]

## ☐ પેશાબ વારંવાર થવો

### ૨૯૯ વારંવાર થતા પેશાબથી શિફાનો પહેલો અમલ

સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ')ને ૨૧ (એકવીસ) વખત પઢી તલ પર દમ કરીને ખાવું. ઈન્શા અલ્લાહ થોડા દિવસમાં વારંવાર પેશાબની બીમારી મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૪]

### ૩૦૦ વારંવાર થતા પેશાબથી શિફાનો બીજો અમલ

وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً بِقَدَرٍ فَاَسْكَنّٰهُ فِى الْاَرْضِ ق
وَاِنَّا عَلٰى ذَهَابٍ بِهٖ لَقٰدِرُوْنَ ج (سورۂ مؤمنون:۱۸)

**'વ અન્ઝલ્ના મિનસ્સમાઈ મા-અમ્ બિ ક-દરિન્ ફ અસ્કન્નાહુ ફિલ્ અર્દ. વ ઈન્ના અલા ઝહાબિમ્ બિહી લ કાદિરૂન.'** (સૂરએ 'મુઅ્મિનૂન' : ૧૮)

૪૧ (એકતાલીસ) વખત ઉપરોકત આયતને પઢીને ખાંડ પર દમ કરીને ખાવી. ઈન્શા અલ્લાહ થોડા દિવસમાં બીમારી મટી જશે.
[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૪૨, ૧૬૪]

## ☐ પેશાબની બીજી બીમારીઓ

### ૩૦૧ પેશાબ પથારીમાં કે કપડાંમાં થઈ જવાથી શિફાનો અમલ

يٰٓاَرْضُ ابْلَعِىْ مَآءَكِ وَيٰسَمَآءُ اَقْلِعِىْ
وَغِيْضَ الْمَآءُ وَقُضِىَ الْاَمْرُ ط (سورۂ ہود:۴۴)

ઉપરોકત આયતને સાત વખત કાગળ પર લખી પાણીમાં ધોઈ બીમાર માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / ૧૬૪]

### ૩૦૨ પેશાબની તમામ બીમારીઓથી શિફા માટે અમલ

અમલ નંબર : ૨૯૮ માં લખેલી સૂરએ 'અમ્બિયા'નીઆયત નંબર : ૩૦ ને દરરોજ ૧૦૧ (એક સો એક) વખત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૪૧]

### 303 પેશાબમાં લોહી જવાથી શિફા માટે અમલ

સૂરએ 'હશ્ર'ની આયત નંબર : ૨૪ ને ૧ (એક) વખત પઢીને પાણી પર દમ કરીને રાત–દિવસમાં ૮ (આઠ) વખત પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૫૩]

## પુરુષ (મરદ)ના જાતિય (ગુપ્ત) રોગો

☐ **પરમિયો (સોઝાક, ગોનોરિયા)**

### ૩૦૪ પરમિયાની બીમારીથી શિફાનો પહેલો અમલ

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

(۱) وَیَشۡفِ صُدُوۡرَ قَوۡمٍ مُّؤۡمِنِیۡنَ ط (سورۂ توبہ:۱۴)

(۲) یٰۤاَیُّهَا النَّاسُ قَدۡ جَآءَتۡکُمۡ مَّوۡعِظَةٌ مِّنۡ رَّبِّکُمۡ ق (یونس:۵۷)

(۳) وَنُنَزِّلُ مِنَ الۡقُرۡاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّرَحۡمَةٌ ط (بنی اسرائیل:۸۲)

પરમિયા (સોઝાક, ગોનોરિયા)ના બીમારને ઉપરોક્ત આયત કાગળ પર લખી ગુલાબના પાણીથી ધોઈને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૪]

## ૩૦૫ પરમિયાની બીમારીથી શિફાનો બીજો અમલ

પરમિયા (સોઝાક, ગોનોરિયા)ના બીમારને :

- સૂરએ 'મુઝ્ઝમ્મિલ' (પારહ : ૨૯) કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે.
- અને એ જ સૂરહને પઢીને પાણી પર દમ કરીને પિવડાવે.
- અથવા ચીનીની નવી પ્લેટ પર મુશ્ક અને ઝા'ફરાન (કેસર)થી એ જ સૂરહને લખીને પાણીથી ધોઈને પિવડાવે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. આ અનુભવસિદ્ધ અમલ છે.
[આધારગ્રંથ : ૨૪, ૨૬ / પાનું નંબર : અનુક્રમે : ૧૬૪, ૪૫]

## ૩૦૬ પરમિયાની બીમારીથી શિફા માટે ત્રીજો અમલ

**'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.**
**લા ઈલા-હ ઈલ્લા હુ-વર્રહમાનુર્રહીમ.'** (સૂરએ 'બ-ક-રહ' : ૧૬૩)

બીમાર દરેક ફર્ઝ નમાઝ પછી ૭ (સાત) વખત ઉપરોક્ત આયત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૫]

### ૩૦૭ પરમિયાની બીમારીથી શિફાનો ચોથો અમલ

સૂરએ 'ફત્હ' (પારહ : ૨૬)ની આયત : ૨૯ કાગળ પર લખી તા'વીઝ બનાવી બીમારના ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૫]

## ☐ સિફિલિસ [Syphilis] આતશક

**[પુરુષના લિંગ (ગુપ્તાંગ) પર ચાઠાં પડવા.]**

### ૩૦૮ સિફિલિસથી શિફાનો પહેલો અમલ

સૂરએ 'તકવીર'ને પઢી ઝમઝમના પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૫]

### ૩૦૯ સિફિલિસથી શિફાનો બીજો અમલ

સૂરએ 'નાઝિઆત'ની આયત નંબર : ૧ થી ૫ ને ૧૦૧ (એક સો એક) વખત પઢી પાણી પર દમ કરી ૪૧ (એકતાલીસ) દિવસ સુધી દરરોજ પિવડાવે. ઈન્શા અલ્લાહ સિફિલિસ (આતશક)નો રોગ મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૫]

## ☐ પ્રમેહ (જિરયાન), પેશાબમાં ધાત્ જવી

### ૩૧૦ પ્રમેહથી શિફાનો પહેલો અમલ

સૂરએ 'હુજુરાત' (પારહ : ૨૬)ને ૩ (ત્રણ) વખત પઢી પાણી પર દમ કરીને ૪૧ (એકતાલીસ) દિવસ સુધી બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૫]

### ૩૧૧ પ્રમેહથી શિફાનો બીજો અમલ

મગરિબની નમાઝ બા'દ સૂરએ 'ફાતિર'ને પઢી ઈસબગૂલની છાલ પર દમ કરીને સતત ૨૧ (એકવીસ) દિવસ સુધી બીમારને ખવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૬]

### ૩૧૨ પ્રમેહથી શિફાનો ત્રીજો અમલ

અસરની નમાઝ બા'દ :

- શરૂ અને અંતમાં ૭ (સાત) વખત દુરૂદ શરીફ અને
- ૧૦૦ (એક સો) વખત અમલ નંબર : ૯૨ માં લખેલી સૂરએ 'તહરીમ'ની આયત નંબર : ૮ પઢવાથી ઈન્શા અલ્લાહ પ્રમેહ, ધાત જવી (જિરયાન)માં શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૬]

## ☐ નપુંસકતા (નામરદી)

### ૩૧૩ નપુંસકતાથી શિફાનો પહેલો અમલ

સૂરએ 'નિસા–અ'ની આયત નંબર : ૧ ને ફજરની નમાઝ પઢીને મરઘીના ઈંડા પર દમ કરીને ૪૧ (એકતાલીસ) દિવસ સુધી દરરોજ સતત બીમારને ખવડાવે. ઈન્શા અલ્લાહ તે સંભોગ પર શકિતમાન થઈ જશે. આ અનુભવસિદ્ધ અમલ છે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૬]

### ૩૧૪ નપુંસકતાથી શિફાનો બીજો અમલ

اَلرِّجَالُ قَوّٰمُوْنَ عَلَى النِّسَآءِ (سورۂ نساء:۳۴)

'અર્રિજાલુ કવ્વામૂ-ન અલન્નિસાઅ.'

નામર્દને ઉપરોકત આયત ૧૦૦ (એક સો) વખત પઢીને મૂળાના બી પર દમ કરીને ૨૧ (એકવીસ) દિવસ સુધી ગાયના દૂધ સાથે ખવડાવે. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૬]

### ૩૧૫ નપુંસકતાથી શિફાનો ત્રીજો અમલ

اِیَّاکَ نَعْبُدُ وَاِیَّاکَ نَسْتَعِیْنُ ط (سورۃ فاتحہ:۵)

'ઈય્યા-ક નઅ્બુદુ વ ઈય્યા-ક નસ્તઈન.'

દરરોજ ફજરની નમાઝ પછી ૩૦૦ (ત્રણ સો) વખત ઉપરોકત આયતને ૩ (ત્રણ) ચિલ્લા (૧૨૦ દિવસ) સુધી પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૭]

### ૩૧૬ નપુંસકતાથી શિફાનો ચોથો અમલ

સૂરએ 'કમર'ની આયત નંબર : ૧૧ થી ૧૪ ને કાગળ પર લખી તા'વીઝ બનાવીને નામર્દના ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૭૪]

### ૩૧૭ નપુંસકતાથી શિફાનો પાંચમો અમલ

- કોઈ પાક વાસણ પર સૂરએ 'બય્યિનહ' ('લમ્ યકુનિલ્લઝી-ન ક-ફરૂ') (પારહ : ૩૦) લખો.
- તેને પાણીથી ધોઈને નામર્દને પિવડાવો.
- આ અમલ ૩ (ત્રણ) દિવસ સુધી કરવામાં આવે. ઈન્શા અલ્લાહ તે સંભોગ પર શકિતમાન થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૭૭]

### ૩૧૮ નપુંસકતાથી શિફાનો છઠ્ઠો અમલ

اِنَّ لَکَ فِی النَّهَارِ سَبْحاً طَوِیْلاً ط (سورۂ مُزمل:۷)

**'ઈન્ન લ-ક ફિન્નહારિ સબ્હન્ તવીલા.'**

ઉપરોકત આયતને દરરોજ રાતના ૧૦૦૦ (એક હજાર) વખત પઢે. (ઈ.અ.) બીમારી દૂર થઈ થશે. [આધારગ્રંથ : ૭ / પાનું : ૧૩૩]

### ૩૧૯ નપુંસકતાથી શિફાનો સાતમો અમલ

- હઝરત હસન બસરી રહમતુલ્લાહિ અલયહિએ બે બાફેલા ઈંડા મંગાવ્યા અને ઉપરનું પડ કાઢીને એક ઈંડા પર આ આયત લખી નપુંસક મર્દને ખાવા આપ્યું.

وَالسَّمَآءَ بَنَيْنٰهَا بِاَيْدٍ وَّاِنَّا لَمُوْسِعُوْنَ ط (سورۂ ذاریات:۴۷)

- બીજા ઈંડા પર આ આયત લખી તેની પત્નીને ખાવા આપ્યું.

وَالْاَرْضَ فَرَشْنَاهَا فَنِعْمَ الْمَاهِدُوْنَ ط (سورۂ ذاریات:۴۸)

- મજકૂર ઈંડા ખાવાથી અલ્લાહ તઆલાએ તેની નપુંસકતા દૂર ફરમાવી દીધી.
- આ અમલ ૪૦ (ચાલીસ) દિવસ સુધી કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૬૦, ૬૮]

## ☐ પુરુષમાં સ્ત્રીના લક્ષણો હોવા

### ૩૨૦ પુરુષમાં સ્ત્રીના લક્ષણોથી શિફાનો અમલ

સવારે જાગવા પછી અને રાત્રે સૂતી વખતે એક મુદત સુધી અમલ

નંબર : ૩૧૪ માં લખેલી સૂરએ 'નિસા-અ'ની આયત નંબર : ૩૪ ને પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૦૭]

## ☐ સ્વપ્નદોષ (ઈહતિલામ)

### ૩૨૧ સ્વપ્નદોષથી શિફાનો પહેલો અમલ

સૂરએ 'યુનૂસ'ની આયત નંબર : ૬૪ ને સૂતા પહેલાં પઢી લે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૪૮]

### ૩૨૨ સ્વપ્નદોષથી શિફાનો બીજો અમલ

સૂરએ 'તારિક'ની આયત નંબર : ૧ થી ૧૦ ને સૂતી વખતે પઢવાથી સ્વપ્નદોષ (ઈહતિલામ)થી ઈન્શા અલ્લાહ હિફાઝત થશે.
[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૪૯]

### ૩૨૩ સ્વપ્નદોષથી શિફાનો ત્રીજો અમલ

સૂતી વખતે સૂરએ 'નૂહ' (પારહ : ૨૯) સંપૂર્ણ પઢે. ઈન્શા અલ્લાહ સ્વપ્નદોષ (ઈહતિલામ)થી સુરક્ષિત રહેશે.
[આધારગ્રંથ : ૧૧, ૨૪, ૨૫ / પાનું નં. : અનુક્રમે : ૧૪૯, ૧૬૭, ૨૩૮]

### ૩૨૪ સ્વપ્નદોષથી શિફાનો ચોથો અમલ

સૂરએ 'મઆરિજ' (પારહ : ૨૯) કાગળ પર લખી પોતાની પાસે રાખે, ઈન્શા અલ્લાહ સ્વપ્નદોષ (ઈહતિલામ)થી સુરક્ષિત રહેશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૭]

## ગુદા (મળમાર્ગ)

## ☐ હરસમસા, અર્શ, બવાસીર (પાઈલ્સ)

### ૩૨૫ હરસ–મસા (પાઈલ્સ)થી શિફાનો પહેલો અમલ

● ફજરની સુન્નતની પહેલી રકા'તમાં સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') પઢે.

● બીજી રકા'તમાં સૂરએ 'ફીલ'('અલમ્ ત–ર') પઢે.

ઈન્શા અલ્લાહ બવાસીરથી શિફા થશે.

[આધારગ્રંથ : ૩, ૨૫ / પાનું નંબર : અનુક્રમે : ૨૪, ૨૩૯]

### ૩૨૬ હરસ–મસા (પાઈલ્સ)થી શિફાનો બીજો અમલ

لَا يَرَوْنَ فِيْهَا شَمْسًا وَّلَا زَمْهَرِيْرًا ۚ (سورۂ دہر:۱۳)

**'લા યરવ્–ન ફીહા શમ્સંવ્ વ લા ઝમ્હરીરા.'**

● ઉપરોકત આયતને પઢીને બાઝૂ (હાથ) પર દમ કરે. અને

● એ જ આયત કાગળ પર લખીને બાઝૂ (હાથ) પર બાંધે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૪૩, ૧૬૭]

### ૩૨૭ હરસ–મસા (પાઈલ્સ)થી શિફાનો ત્રીજો અમલ

هُوَاللّٰهُ الَّذِىْ لَآاِلٰهَ اِلَّا هُوَ ۚ (سورۂ حشر:۲۲)

**'હુ–વલ્લાહુલ્લઝી લા ઈલા–હ ઈલ્લા હુ.'**

● બીમાર ઉપરની આયતને પઢીને શહાદતની આંગળી પર દમ કરે અને

● તે આંગળી પાણીમાં નાંખી દે. ઈન્શા અલ્લાહ તકલીફ દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૪૯]

## ૩૨૮ હરસ–મસા (પાઈલ્સ)થી શિફાનો ચોથો અમલ

- ફજરની નમાઝની સુન્નતમાં પહેલી રકા'તમાં :

સૂરએ 'ફાતિહા' પઢયા પછી :

(૧) સૂરએ 'ઝુહા' ('વદ્દુહા'),
(૨) સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') અને
(૩) સૂરએ 'ફીલ' ('અલમ્ ત–ર કય્–ફ') (પારહ : ૩૦) પઢે.

- બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પઢયા પછી :

(૧) સૂરએ 'કુરૈશ' ('લિ ઈલાફિ'),
(૨) સૂરએ 'કાફિરૂન' ('કુલ્ યા અય્યુહલ્ કાફિરૂન') અને
(૩) સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ–વલ્લાહ') પઢે.

- પછી સલામ ફેરવી ઈસ્તિગ્ફાર કરી તસ્બીહે ફાતિમહ પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪, ૨૫ / પાનું નંબર : અનુક્રમે : ૧૬૮, ૨૩૯]

## ૩૨૯ હરસ–મસા (પાઈલ્સ)થી શિફાનો પાંચમો અમલ

મગરિબની નમાઝ પછી બે રકા'ત નમાઝ એ રીતે પઢે કે :

- પહેલી રકા'તમાં સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') પઢયા પછી :

સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') (પારહ : ૩૦) પઢે અને

- બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' ('અલ્હમ્દુ શરીફ') પઢયા પછી સૂરએ 'ફીલ' ('અલમ્ ત–ર કય્–ફ') (પારહ : ૩૦) પઢે.
- સલામ ફેરવીને ૧૦૦ (એક સો) વખત ઈસ્તિગ્ફાર કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૬૮]

## સ્ત્રીઓના રોગો

### વધારાના વાળ

**330 સ્ત્રીના ચહેરા અને શરીર પર વધારે વાળ હોવાથી શિફાનો અમલ**

فِیْ سِتَّةِ اَیَّامٍ ثُمَّ اسْتَوٰی عَلَی الْعَرْشِ قف ('اعراف':۵۴)

**'ફી સિત્તતિ અય્યામિન્ સુમ્મસ્ તવા અલલ્ અર્શ.**

- ૨૫૦ (બસો પચાસ) ગ્રામ કલોંજી પાણીથી ધોઈને તડકામાં સૂકાવી લે અને ખુલ્લા ઢાંકણની લીલા રંગની બાટલીમાં ભરી લે.
- ઈશાની નમાઝ પછી ૧૦૦ (એક સો) વખત ઉપરોકત આયત પઢીને કલોંજી પર દમ કરે અને બાટલીનું ઢાંકણ બંધ કરી દે.
- ૨૧ (એકવીસ) દિવસ સુધી દરરોજ આ પ્રમાણે અમલ કરે.
- બાવીસમાં દિવસે ખાલી પેટે ચાયની પા ચમચી જેટલી કલોંજી મોંઢામાં નાંખીને બે-ત્રણ ઘૂંટ પાણી સાથે ગળી જવી. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૯૩]

### કદ (ઊંચાઈ)

**331 કદ (ઊંચાઈ) વધારવા માટે અમલ**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ط

الٓرٰ قف تِلْکَ اٰیٰتُ الْکِتٰبِ الْمُبِیْنِ قف (سورۂ یوسف:۱)

اَلرَّحِیْمُ اَلرَّحِیْمُ اَلرَّحِیْمُ یَااَللّٰهُ یَا مُرِیْدُ

ઉપરોકત આયતને ઝા'ફરાન (કેસર) અને ગુલાબના પાણીથી ૩ (ત્રણ) પ્લેટો પર લખો.

એક પ્લેટ સવારે ખાલી પેટે,
એક પ્લેટ અસરની નમાઝ પછી અને
એક પ્લેટ રાત્રે સૂતી વખતે પાણીથી ધોઈને પીએ.

એ પ્રમાણે ૬ (છ) માસ સુધી સતત પીએ. ઈન્શા અલ્લાહ કદ (ઊંચાઈ) વધી જશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૯૮]

## ☐ સ્તન

### ૩૩૨ અલ્પસ્તન કે સપાટ સ્તનથી શિફાનો પહેલો અમલ

'વત્તીનિ વઝ્ઝયતૂન.' وَالتِّيْنِ وَالزَّيْتُوْنِ ۙ

- રાત્રે સૂતાં પહેલા સૂરએ 'તીન'ની ઉપરોકત આયત નંબર : ૧ ને ૧૦૦ (એક સો) વખત પઢી સીના પર દમ કરી વાતચીત કરવા વગર સૂઈ જાય.
- આ અમલ ૯૦ (નેવું) દિવસ સુધી કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૯૨]

### ૩૩૩ અલ્પસ્તન કે સપાટ સ્તનથી શિફાનો બીજો અમલ

સૂરએ 'ક–હ–ફ'ની આયત નંબર : ૪૫ ને ૪૦ (ચાલીસ) દિવસ સુધી દરરોજ ૪૧ (એકતાલીસ) વખત પઢી પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૨]

### ૩૩૪ અલ્પસ્તન કે સપાટ સ્તનથી શિફાનો ત્રીજો અમલ

- સૂરએ 'નહલ'ની આયત નંબર : ૬૬ ને કાગળ પર લખી તા'વીઝ બનાવી છાતી પર બાંધે.
- સ્તનમાં સોજો હોય તો પણ આ અમલ કરવો. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૨]

### ૩૩૫ સ્તન ઉપર સોજાથી શિફાનો પહેલો અમલ

- સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ–વલ્લાહુ અ–હદ'),
- સૂરએ 'ફલક' ('કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક') અને
- સૂરએ 'નાસ' ('કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ')

૧૦ (દસ) વખત પઢી પાણી પર દમ કરી પિવડાવે. ઈન્શા અલ્લાહ સ્તનનો સોજો મટી જશે.[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૪]

### ૩૩૬ સ્તન ઉપર સોજાથી શિફાનો બીજો અમલ

(૧) **'વ ઈઝા મરિઝ્તુ ફ હુ–વ યશ્ફીન.'** (સૂરએ 'શુઅરા' : ૮૦)

(૨) **'કુલ્ હુ–વ લિલ્ લઝી–ન આમનૂ હુદંવ્ વ શિફાઅ.'** (સૂરએ 'હા–મીમ' : ૪૪)

ઉપરોકત બે આયતો પઢીને હાથ પર દમ કરીને સ્તન પર સોજાવાળી જગ્યાએ હાથ ફેરવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૪]

### ☐ <u>સ્તનમાં દૂધની કમી</u>

### ૩૩૭ માતાના સ્તનમાં દૂધની કમી દૂર કરવાનો પહેલો અમલ

(૧) 'વ હિ-ય તજરી બિહિમ ફી મવ્જિન્ કલ્ જિબાલ.' (સૂરએ 'હૂદ' : ૪૨)

(૨) 'ફીહિમા અય્નાનિ તજરિયાન.' (સૂરએ 'રહમાન' : ૫૦)

જો માતાના સ્તનમાં દૂધની કમી હોય તો ૧૦૧ (એક સો એક) વખત ઉપરોક્ત બે આયતો પઢી પાણી પર દમ કરીને પિએ. ઈન્શા અલ્લાહ પુષ્કળ દૂધ ઉત્પન્ન થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૩]

### ૩૩૮ માતાના સ્તનમાં દૂધની કમી દૂર કરવાનો બીજો અમલ

- સૂરએ 'ક-સ-સ'ની આયત નંબર : ૭ ને ૨૧ (એકવીસ) વખત પઢી પાણી પર દમ કરી ૨૧ (એકવીસ) દિવસ સુધી પિવડાવવે અને
- એ જ આયતને કાગળ પર લખી સ્ત્રીની છાતી પર બાંધે.

ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૪૫, ૧૭૩]

### ૩૩૯ માતાના સ્તનમાં દૂધની કમી દૂર કરવાનો ત્રીજો અમલ

فِيهِمَا عَيْنٰنِ تَجْرِيٰنِ ط فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ط

(سورۃ'رحمٰن':۵۰،۵۱)

ઉપરોક્ત આયતને ખમીરી રોટી ઉપર લખીને ૩ (ત્રણ) અથવા

૭ (સાત) દિવસ સુધી ખવડાવે. ઈન્શા અલ્લાહ દૂધમાં બરકત થશે.

[આધારગ્રંથ : ૧૨, ૨૪, ૨૫ / પાનું નં. : અનુક્રમે : ૨૦, ૧૭૩, ૨૩૭]

### ૩૪૦ માતાના સ્તનમાં દૂધની કમી દૂર કરવાનો ચોથો અમલ

- સૂરએ 'ક—સ—સ'ની આયત નંબર : ૭ કાગળ પર લખી સ્ત્રીની છાતી પર બાંધે.
- અને એ જ આયત ૭ (સાત) વખત પઢી નમક (મીઠું) પર દમ કરીને ખવડાવે. ઈન્શા અલ્લાહ દૂધની કમી દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૭]

### ૩૪૧ માતાના સ્તનમાં દૂધની કમી દૂર કરવાનો પાંચમો અમલ

સૂરએ 'હુજુરાત' (પારહ : ૨૬) સંપૂર્ણ કાગળ પર લખી પાણીમાં ધોઈ પિવડાવે. ઈન્શા અલ્લાહ દૂધની કમી દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૫૫]

### ૩૪૨ માતાના સ્તનમાં દૂધની કમી દૂર કરવાનો છઠ્ઠો અને સાતમો અમલ

(૧) સૂરએ 'હિજ્ર' (પારહ : ૧૩) સંપૂર્ણને ઝા'ફરાન (કેસર)થી કાગળ પર લખી પાણીમાં ધોઈ સ્ત્રીને પિવડાવે. ઈન્શા અલ્લાહ તેનું દૂધ વધી જશે.

(૨) સૂરએ 'યા સી—ન' (પારહ : ૨૨) સંપૂર્ણને કાગળ પર લખી પિવડાવે. ઈન્શા અલ્લાહ સ્ત્રીનું દૂધ વધી જશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૫૭]

## ☐ હૈઝ (માસિક)

### ૩૪૩ હૈઝ (માસિક)ની તકલીફથી શિફાનો પહેલો અમલ

**'લા ઈલા-હ ઈલ્લા અન્ત સુબ્હા-ન-ક.**
**ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન.'** (સૂરએ 'અમ્બિયા' : ૮૭)

- ઉપરોકત આયતને ૩૪૧ (ત્રણ સો એકતાલીસ) વખત પઢીને ઝમઝમના (અથવા પીવાના) પાણી ઉપર દમ કરીને દરરોજ પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૪૬]
- આ અમલથી માસિક ઓછું આવવાની તકલીફથી પણ ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૫]

### ૩૪૪ હૈઝ (માસિક)ની તકલીફથી શિફાનો બીજો અમલ

- દરરોજ સૂરએ 'કવ્સર' (પારહ : ૩૦)ને ૩૧૩ (ત્રણ સો તેર) વખત પઢીને પાણી ઉપર દમ કરીને તે પાણી પી લેવું. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૪૭]
- આ અમલથી હૈઝ (માસિક) વધારે આવવાની તકલીફથી પણ ઈન્શા અલ્લાહ શિફા થશે.

### ૩૪૫ હૈઝ (માસિક) ઓછું આવવાથી શિફાનો અમલ

وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ ط (سورۂ بنی اسرائیل:۸۲)

**'વ નુનઝ્ઝિલુ મિનલ્ કુર્આનિ મા હુ-વ શિફાઅ.'**

- માસિક ઘણું ઓછું આવતું હોય તેને દરરોજ ૭૦૦ (સાત સો) વખત ઉપરોકત આયતને પઢી ઝમઝમના પાણી ઉપર દમ કરીને એક

અઠવાડિયા સુધી પિવડાવે.

● અને એ જ આયતને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૪]

**૩૪૬ હૈઝ (માસિક) વધારે આવવાથી શિફાનો પહેલો અમલ**

صُمٌّۢ بُکۡمٌ عُمۡیٌ فَهُمۡ لَا یَرۡجِعُوۡنَ ۙ (سورۂ بقرہ:۱۸)

ઉપરોકત આયતને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને પેટ પર બાંધે. ઈન્શા અલ્લાહ માસિકનું લોહી ઓછું આવતું થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૫]

**૩૪૭ હૈઝ (માસિક) વધારે આવવાથી શિફાનો બીજો અમલ**

હૈઝ (માસિક)નું લોહી વધારે આવતું હોય તેને ૭ (સાત) દિવસ સુધી સૂરએ 'દહર' પઢીને પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૫]

## ☐ પ્રદર (સૈલાન, લ્યુકોરિયા)

**૩૪૮ સ્ત્રીના ગર્ભાશયમાંથી પાણી કે લોહી વહેવાથી શિફાનો અમલ**

(۱) وَیَشۡفِ صُدُوۡرَ قَوۡمٍ مُّؤۡمِنِیۡنَ ۙ (سورۂ توبہ:۱۴)

**(૧) 'વ યશ્ફિ સુદૂ-ર કવ્મિમ્ મુઅ્મિનીન.'** ('તવબહ' : ૧૪)

(۲) وَنُنَزِّلُ مِنَ الۡقُرۡاٰنِ مَا هُوَ شِفَآءٌ ۙ (سورۂ بنی اسرائیل:۸۲)

**(૨) 'વ નુ–નઝ્ઝિલુ મિનલ્ કુર્આનિ મા હુ–વ શિફાઉંવ્ વ રહમતુલ્ લિલ્ મુઅ્મિનીન.'** (સૂરએ 'બની ઈસરાઈલ' : ૮૨)

(٣) بِحَقِّ اِيَّاکَ نَعۡبُدُ وَاِيَّاکَ نَسۡتَعِيۡنُ ط (سورۂ فاتحہ:۵)

**(૩) 'બિ હક્કિ ઈય્યા–ક નઅ્બુદુ વ ઈય્યા–ક નસ્તઈન.'**

(સૂરએ 'ફાતિહા' : ૫)

પ્રદર (સૈલાન, લ્યુકોરિયા)ની બીમારીમાં ૩૦૦ (ત્રણ સો) વખત ઉપરોકત ૩ (ત્રણ) આયતો પઢીને ગુલાબના પાણી પર દમ કરીને ૪૧ (એકતાલીસ) દિવસ સુધી પિવડાવે. ઈન્શા અલ્લાહ બીમારી મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૪]

## ☐ ગર્ભ રહેવા અને બાળક થવા માટે

### ૩૪૯ ગર્ભ રહેવા અને બાળક થવા માટે પહેલો અમલ

દરરોજ સૂરએ 'કવ્સર' (પારહ : ૩૦) ૧૦૧ (એક સો એક) વખત **'બિસ્મિલ્લાહ'**ની સાથે પઢે. ઈન્શા અલ્લાહ અવલાદ થશે.

[આધારગ્રંથ : ૧, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૬૨, ૧૭૮]

### ૩૫૦ ગર્ભ રહેવા અને બાળક થવા માટે બીજો અમલ

સૂરએ 'શૂરા'ની આયત નંબર : ૪૯ નેદરરોજ ફજરની નમાઝ પછી ૧૩૩ (એક સો તેત્રીસ) વખત પઢીને પાણી પર દમ કરીને મિયા–બીવીએ પીવું. ઈન્શા અલ્લાહ અવલાદ થશે.

[આધારગ્રંથ : ૧, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૬૨, ૧૭૮]

### ૩૫૧ ગર્ભ રહેવા અને બાળક થવા માટે ત્રીજો અમલ

સૂરએ 'રૂમ'ની આયત નંબર : ૨૧ ને દરરોજ ૪૧ (એકતાલીસ)

વખત પઢીને દૂધ પર દમ કરીને મિયાં–બીવીએ અડધું અડધું પીવું. ઈન્શા અલ્લાહ અવલાદ થશે. [આધારગ્રંથ : ૧ / પાનું : ૬૩]

## ૩૫૨ ગર્ભ રહેવા અને બાળક થવા માટે ચોથો અમલ

رَبِّ لَا تَذَرْنِیْ فَرْدًا وَّاَنْتَ خَیْرُ الْوٰرِثِیْنَ ط (انبیاء:۸۹)

**'રબ્બિ લા તઝરની ફરદંવ્ વ અન્ત ખયરુલ્ વારિસીન.'**

- જેને અવલાદ ન હોય તે દરેક ફર્ઝ નમાઝ પછી ૩ (ત્રણ) વખત ઉપરની આયત પઢે. ઈન્શા અલ્લાહ અવલાદ થશે.
- હઝરત ઝકરિયા અલયહિસ્સલામની આ ખાસ દુઆ છે. એમને અવલાદ ન હતી તો ઉપરોક્ત આયતને પઢવાથી એમના પુત્ર હઝરત યહ્યા (અલયહિસ્સલામ) પેદા થયા હતા.

[આધારગ્રંથ : ૧, ૨ / પાનું નંબર : અનુક્રમે : ૬૩, ૪૫]

## ૩૫૩ ગર્ભ રહેવા અને બાળક થવા માટે પાંચમો અમલ

وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَیْنَهُمَا ط یَخْلُقُ
مَا یَشَآءُ ط وَاللّٰهُ عَلٰی كُلِّ شَیْءٍ قَدِیْرٌ ط (سورۂ مائدہ:۱۷)

**'વ લિલ્લાહિ મુલ્કુસ્સમાવાતિ વલ્ અર્દિ વ મા બય્નહુમા. યખ્લુકુ મા યશાઅ. વલ્લાહુ અલા કુલ્લિ શય્ઈન્ કદીર.'**

- દરરોજ ઉપરોક્ત આયતને ૩૦૦ (ત્રણ સો) વખત પઢીને કોઈ મીઠી વસ્તુ ઉપર દમ કરી મિયાં–બીવીએ અડધું અડધું ખાવું.
- આ અમલ ૪૧ (એકતાલીસ) દિવસ સુધી કરવો.

ઈન્શા અલ્લાહ અવલાદ થશે.

[આધારગ્રંથ : ૩, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૧૧, ૧૭૫]

## ૩૫૪ ગર્ભ રહેવા અને બાળક થવા માટે છઠ્ઠો અમલ

رَبِّ هَبْ لِيْ مِنْ لَّدُنْكَ ذُرِّيَّةً طَيِّبَةً ۚ
اِنَّكَ سَمِيْعُ الدُّعَآءِ ۝ (سورۂ آل عمران:۳۸)

**'રબ્બિ હબ્ લી મિલ્લદુન્ક ઝુર્રિય્યતન્ તય્યિબહ. ઈન્ન-ક સમીઉદ્ દુઆઅ.'**(સૂરએ 'આલિ ઈમરાન' : ૩૮)

જે માણસને અવલાદ ન હોય તે :

- ફજરની નમાઝમાં સુન્નત અને ફર્ઝ નમાઝના વચમાંના સમયમાં ૪૧ (એકતાલીસ) વખત સૂરએ **'ફાતિહા'** (**'અલ્હમ્દુ શરીફ'**)પઢે.
- અને ઉપર લખેલી આયતને વધારે પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ અવલાદ થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૨૧]

## ૩૫૫ ગર્ભ રહેવા અને બાળક થવા માટે સાતમો અમલ

સૂરએ 'ર-અ-દ'ની આયત નંબર : ૩૧ નેઝાફરાન (કેસર) અને ગુલાબથી કાગળ પર લખીને તે તા'વીઝને જે અવરતને અવલાદ થતી ન હોય તેના ગળામાં બાંધે. ઈન્શા અલ્લાહ અવલાદ થશે.

[આધારગ્રંથ : ૮ / પાનું : ૧૦૫]

## ૩૫૬ ગર્ભ રહેવા અને બાળક થવા માટે આઠમો અમલ

- સૂરએ 'નૂર'ની આયત નંબર : ૪૦ ને ૪૦ (ચાલીસ) લવીંગ પર ૭ (સાત) વખત પઢીને દમ કરે અને એક લવીંગ દરરોજ સ્ત્રીને ખવડાવે.
- લવીંગ ખાવાની શરૂઆત માસિક (હૈઝ)ના ગુસલ પછી કરે અને એ દિવસોમાં તેનો પતિ તેની સાથે સંભોગ કરતો રહે.

● લવીંગ રાતના ખાય અને લવીંગ ખાધા પછી પાણી પીએ નહિ.

ઈન્શા અલ્લાહ અવલાદ થશે.
[આધારગ્રંથ : ૮, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૧૦૫, ૭૧]

## ૩૫૭ ગર્ભ રહેવા અને બાળક થવા માટે નવમો અમલ

અમલ નંબર : ૩૧૯ માં લખેલો હઝરત હસન બસરી રહમતુલ્લાહિ અલયહિનો બે ઈંડાનો અમલ કરવાથી ઈન્શા અલ્લાહ અવલાદ થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૫૦]

## ૩૫૮ ગર્ભ રહેવા અને બાળક થવા માટે દસમો અમલ

فَلَمَّا تَغَشّٰهَا حَمَلَتْ حَمْلاً خَفِيْفًا فَمَرَّتْ بِهٖ ج

**'ફ લમ્મા તગશ્શાહા હ-મ-લત્ હમ્લન્ ખફીફન્ ફ મર્રત્ બિહ.'** (સૂરએ 'અઅ્રાફ' : ૧૮૯)

દરરોજ ૪૧ (એકતાલીસ) વખત ઉપરોકત આયત પઢીને દૂધ પર દમ કરીને બન્ને મિયાં–બીવી અરધુ અરધુ પી લે. ઈન્શા અલ્લાહ અવલાદ થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૩૯]

## ૩૫૯ ગર્ભ રહેવા અને બાળક થવા માટે અગિયારમો અમલ

وَاَنَّهٗ خَلَقَ الزَّوْجَيْنِ الذَّكَرَ وَالْاُنْثٰى ط مِنْ نُّطْفَةٍ اِذَا تُمْنٰى ص وَاَنَّ عَلَيْهِ النَّشْاَةَ الْاُخْرٰى ط (سورۂ نجم: ۴۵تا۴۷)

**'વ અન્નહૂ ખ-લ-કઝ્ ઝવ્-જયૃનિઝ્ ઝ-ક-ર વલ્ ઉન્સા. મિન્ નુત્-ફતિન્ ઈઝા તુમ્ના. વ અન્ન**

અલચ્યહિન્ નશ્-અ-તલ્ ઉખ્રા.'(સૂરએ 'નજમ' : ૪૫ થી ૪૭)

જેને અવલાદ ન થતી હોય તે સંભોગથી અગાઉ ઉપરોક્ત આયતને ૭ (સાત) વખત પઢીને પોતાના ઉપર દમ કરી લે. ઈન્શા અલ્લાહ અવલાદ થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૪૩]

## ૩૬૦ ગર્ભ રહેવા અને બાળક થવા માટે બારમો અમલ

**'રબ્બના હબ્ લના મિન્ અઝ્વાજિના વ ઝુર્રિયાતિના કુર્ર-ત અઅ્યુનિંવ્ વજ્અલ્ના લિલ્ મુત્તકી-ન ઈમામા.'**

સૂરએ 'ફુરકાન'ની ઉપરની આયત નંબર : ૭૪ ને દરેક નમાઝ પછી ૩ (ત્રણ) વખત પઢે. ઈન્શા અલ્લાહ સંતાન થશે.

[આધારગ્રંથ : ૨૭ / પાનું : ૯૫]

## ૩૬૧ ગર્ભ રહેવા અને બાળક થવા માટે તેરમો અમલ

خُذِ الْكِتٰبَ بِقُوَّةٍ ؕ وَاٰتَيْنٰهُ الْحُكْمَ صَبِيًّا ۙ
وَصَلَّى اللّٰهُ عَلٰى خَيْرِ خَلْقِهٖ مُحَمَّدٍ وَّاٰلِهٖ اَجْمَعِيْنَ ؕ
بِرَحْمَتِكَ يَآ اَرْحَمَ الرّٰحِمِيْنَ ؕ (سورۂ مریم:۱۲)

- સ્ત્રીના હૈઝ (માસિક)થી ફારિગ થઈ જવા પછી ઉપરની આયત કાગળ પર લખી તા'વીઝ બનાવી ચીકણા કાગળમાં લપેટી માટલા વગેરેમાં નાંખી દે અને તે માટલામાંથી પતિ અને પત્ની બન્ને પાણી પિતા રહે.
- જ્યારે પાણી ઓછું થઈ જાય તો બીજું પાણી ઉમેરી દે.
- એ દિવસો દરમિયાન સંભોગ કરતા રહે.
- ઈન્શા અલ્લાહ પહેલી પાકીમાં મતલબ હાસિલ થશે. નહિતર ૩ (ત્રણ) હૈઝ (માસિક) સુધી પાકીના દિવસોમાં આ અમલ કરતા રહે.

ઈન્શા અલ્લાહ જરૂર મકસદ પૂર્ણ થશે. આ અનુભવસિદ્ધ અમલ છે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૭૦]

## ☐ છોકરો (પુત્ર) પેદા થવા માટે અમલ

### ૩૬૨ છોકરો (પુત્ર) પેદા થવા માટે પહેલો અમલ

وَيُمْدِدْكُمْ بِأَمْوَالٍ وَّبَنِيْنَ وَيَجْعَلْ لَّكُمْ جَنّٰتٍ
وَّيَجْعَلْ لَّكُمْ اَنْهٰرًا ؕ (سورۂ نوح:۱۲)

**'વ યુમ્દિદ્કુમ્ બિ અમ્વાલિંવ્ વ બની-ન વ યજ્અલ્ લકુમ્ જન્નાતિંવ્ વ યજ્અલ્ લકુમ્ અન્હારા.'**

જો કોઈને ત્યાં પુત્ર પેદા થતા ન હોય, માત્ર પુત્રી જ હોય, તો ગર્ભ ધારણ થતાં જ ૯ (નવ) મહિના સુધી દરરોજ ઉપરોકત આયત ૧૧૧ (એક સો અગિયાર) વખત પઢે. ઈન્શા અલ્લાહ પુત્ર થશે.

[આધારગ્રંથ : ૩, ૪, ૩૦ / પાનું નં. : અનુક્રમે : ૧૩, ૧૪, ૧૬૭]

### ૩૬૩ છોકરો (પુત્ર) પેદા થવા માટે બીજો અમલ

- સૂરએ 'ર-અ-દ'ની આયત નંબર : ૮ અને ૯
- સૂરએ 'મરયમ'ની આયત નંબર : ૭ અને
- નીચેના કલિમાત કાગળ ઉપર ઝા'ફરાન (કેસર) અને ગુલાબના પાણીથી લખે અને તા'વીઝ બનાવી ગર્ભવતી (હામિલા)ને બાંધે.

بِحَقِّ مَرْيَمَ وَعِيْسٰى اِبْنًا صَالِحًا طَوِيْلَ الْعُمْرِ
بِحَقِّ مُحَمَّدٍ وَّاٰلِهٖ ؕ

[આધારગ્રંથ : ૮, ૧૧, ૨૪ / પાનું નં. : અનુક્રમે : ૧૦૭, ૫૮, ૮૦]

**૩૬૪ છોકરો (પુત્ર) પેદા થવા માટે ત્રીજો અમલ**

સૂરએ 'શુઅરા'ની આયત નંબર : ૧૩૨, ૧૩૩, ૧૩૪ ને વધુ પ્રમાણમાં પઢે. (ઈ. અ.) પુત્ર થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૪૧]

**૩૬૫ છોકરો (પુત્ર) પેદા થવા માટે ચોથો અમલ**

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط لاء لا الا و س ط
وَاللّٰهُ مِنۡ وَّرَآءِهِمۡ مُّحِيۡطٌ ط (سورۂ بروج:۲۰)
حَيۡثُ يَلُوۡنَ بِالۡحَقِّ ده فاه ح ص د ط

ઉપરોકત આયત અને કલિમાતને કાગળ પર લખીને પાણીથી ધોઈને ગર્ભવતીને પિવડાવે. ઈન્શા અલ્લાહ છોકરો પૈદા થશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૭૯]

**૩૬૬ છોકરો (પુત્ર) પેદા થવા માટે પાંચમો અમલ**

નીચે લખેલી આયત અને દુરૂદ શરીફ કાગળ પર લખી દરરોજ એક કાગળની ગોળી બનાવી મિઠાઈ વગેરેમાં મૂકીને સ્ત્રીને ખવડાવે. ઈન્શા અલ્લાહ છોકરો પૈદા થશે.

سُبۡحٰنَ الَّذِىۡ خَلَقَ الۡاَزۡوَاجَ كُلَّهَا مِمَّا تُنۡۢبِتُ الۡاَرۡضُ
وَمِنۡ اَنۡفُسِهِمۡ وَمِمَّا لَا يَعۡلَمُوۡنَ ط (سورۂ یٰسٓ:۳۶)
وَصَلَّى اللّٰهُ عَلٰى خَيۡرِ خَلۡقِهٖ مُحَمَّدٍ وَّاٰلِهٖ اَجۡمَعِيۡنَ ط

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૭૯]

### ૩૬૭ છોકરો (પુત્ર) પેદા થવા માટે છઠ્ઠો અમલ

- સૂરએ 'યૂસુફ' (પારહ : ૧૨) સંપૂર્ણ કાગળ પર લખે.
- તેનું તા'વીઝ બનાવીને સ્ત્રીના ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ છોકરો પૈદા થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૫૮, ૮૦]

### ૩૬૮ છોકરો (પુત્ર) પેદા થવા માટે સાતમો અમલ

સૂરએ 'મરયમ'ની આયત નંબર : ૫ ને ૬ દરરોજ ફજરની નમાઝ પછી ૧૩૩ (એક સો એકત્રીસ) વખત પઢીને પોતાના ઉપર દમ કરે. ઈન્શા અલ્લાહ પુત્ર થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૪૦]

## ☐ છોકરી (પુત્રી પેદા થવા માટે

### ૩૬૯ છોકરી (પુત્રી) પૈદા થવા માટે અમલ

- સ્ત્રી દરરોજ પોતે સૂરએ 'ર–અ–દ'ની આયત નંબર : ૮ ને ૨૧ (એકવીસ) વખત પઢીને પોતાના ઉપર પાંચ મહિના સુધી દમ કરે અથવા
- તેનો પતિ અથવા મહરમ પઢીને તેના પર દમ કરે. ઈન્શા અલ્લાહ પુત્રી પેદા થશે.

[આધારગ્રંથ : ૩, ૪, ૧૯ / પાનું નંબર : અનુક્રમે : ૧૫, ૭૦, ૪૪]

## ☐ ગર્ભ (હમલ) પડી ન જાય તે માટે

### ૩૭૦ ગર્ભ (હમલ) પડી ન જાય તે માટે પહેલો અમલ

અવરત ગર્ભ ધારણની શરૂઆતથી લઈને ૯ (નવ) મહિના સુધી સૂરએ 'ર–અ–દ'ની આયત નંબર : ૮ ને પોતે પઢીને અથવા બીજા પાસે પઢાવીને પાણી ઉપર દમ કરીને પીએ. (ઈ.અ.) હમલની હિફાઝત થશે.

[આધારગ્રંથ : ૩, ૧૯ / પાનું નંબર : અનુક્રમે : ૧૨, ૪૪]

## ૩૭૧ ગર્ભ (હમલ) પડી ન જાય તે માટે બીજો અમલ

**'યા અય્યુહન્નાસુત્તકૂ રબ્બકુમ્. ઈન્ન ઝલ્–ઝ–લતસ્સાઅતિ શયઉન્ અઝીમ.'** (સૂરએ 'હજ' : ૧)

ઉપરોકત આયત દરેક નમાઝ પછી ૩ (ત્રણ) વખત પઢે. ઈન્શા અલ્લાહ હમલની હિફાઝત થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૫૪]

## ૩૭૨ ગર્ભ (હમલ) પડી ન જાય તે માટે ત્રીજો અમલ

وَالَّتِیْٓ اَحْصَنَتْ فَرْجَهَا فَنَفَخْنَا فِیْهَا مِنْ رُّوْحِنَا
وَجَعَلْنٰهَا وَابْنَهَآ اٰیَةً لِّلْعٰلَمِیْنَ ط اِنَّ هٰذِهٖٓ اُمَّتُكُمْ اُمَّةً
وَّاحِدَةً صلے وَّاَنَا رَبُّكُمْ فَاعْبُدُوْنِ ط وَتَقَطَّعُوْٓا اَمْرَهُمْ
بَیْنَهُمْ ط كُلٌّ اِلَیْنَا رٰجِعُوْنَ ط (سورۂ انبیاء: ۹۱ تا ۹۳)

- સૂરએ 'અમ્બિયા'ની આયત નંબર : ૯૧, ૯૨, ૯૩ ને કાગળ ઉપર લખીને ગર્ભની શરૂઆતમાં ગર્ભવતી સ્ત્રીને બાંધી દે. ઈન્શા અલ્લાહ હમલની હિફાઝત થશે.
- ૪૦ (ચાલીસ) દિવસ પછી ખોલી નાંખે.
- નવમાં મહિનામાં પાછું બાંધી દે.
- બાળક જન્મે તે પછી ખોલીને તે તા'વીઝ બાળકને બાંધી દે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૫૪, ૭૮]

## ☐ પ્રસુતિ (સુવાવડ)

### ૩૭૩ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે પહેલો અમલ

સૂરએ 'યા સી–ન' સંપૂર્ણ ૩ (ત્રણ) વખત પઢીને પાણી પર દમ કરીને પ્રસુતિના સમય દરમિયાન પિવડાવે. ઈન્શા અલ્લાહ પ્રસુતિમાં આસાની થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૬૫]

### ૩૭૪ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે બીજો અમલ

સૂરએ 'અલ્ હાક્કહ' (પારહ : ૨૯) કાગળ પર લખીને સર્ગભાને બાંધે. ઈન્શા અલ્લાહ બાળક દરેક આફતથી સુરક્ષિત રહેશે અને પ્રસુતિમાં આસાની થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૫]

### ૩૭૫ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે ત્રીજો અમલ

- સૂરએ 'ઈન્શિકાક'ની આયત નંબર : ૧ થી ૪ ને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને અવરતની જમણી રાન પર બાંધી દે. ઈન્શા અલ્લાહ ઘણી આસાનીથી પ્રસુતિ થશે.
- પ્રસુતિ પછી તા'વીઝને તત્કાળ છોડી નાંખે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૫૬, ૭૨]

### ૩૭૬ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે ચોથો અમલ

- સૂરએ 'અમ્બિયા'ની આયત નંબર : ૩૦ પઢીનેસ્ત્રીના પેટ અથવા કમર પર તેનો પતિ દમ કરે.
- અથવા કાગળ પર લખીને બાંધે. (ઈ. અ.) પ્રસુતિમાં આસાની થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૫૭, ૭૨]

### ૩૭૭ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે પાંચમો અમલ

وَاَلْقَتْ مَافِيْهَا وَتَخَلَّتْ ۙ وَاَذِنَتْ لِرَبِّهَا وَحُقَّتْ ۙ
(سورۂ انشقاق:۴،۵)

ઉપરોકત આયતને કાગળ ઉપર લખીને તા'વીઝને અવરતની જમણી રાન(જાંઘ)પર બાંધે. ઈન્શા અલ્લાહ બાળકનો જન્મ જલ્દી અને આસાનીથી થશે.

[આધારગ્રંથ : ૮, ૧૧ / પાનું નંબર : અનુક્રમે : ૧૦૬, ૫૭]

### ૩૭૮ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે છઠ્ઠો અમલ

જો સૂરએ 'ઈન્શિકાક' (પારહ : ૩૦)ની એકથી પાંચ આયતોને મીઠી વસ્તુ પર પઢે અને સગર્ભાને ખવડાવે તો તે ઈન્શા અલ્લાહ બાળકને જલ્દી જન્મ આપશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૫૭]

### ૩૭૯ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે સાતમો અમલ

- સૂરએ 'અલમ્ નશ્રહ' (પારહ : ૩૦) પઢીને ગોળ પર દમ કરીને પ્રસુતિવાળી સ્ત્રીને ખવડાવે. અને
- પ્રસુતિ વેળા સૂરએ 'અમ્બિયા'ની આયત નંબર : ૩૦ ને ૧ (એક) વખત પઢીને સ્ત્રી પર દમ કરે. ઈન્શા અલ્લાહ પ્રસુતિમાં આસાની થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૨૧]

### ૩૮૦ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે આઠમો અમલ

સય્યિદિના હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ તઆલા અન્હુમાએ ફરમાવ્યું કે :

"સૂરએ 'અહકાફ'ની આયત નંબર : ૩૫ ને કાગળ પર લખીને પ્રસુતિની પિડાવાળી સ્ત્રીની રાન (જાંઘ) પર બાંધે તો ઈન્શા અલ્લાહ પ્રસુતિમાં આસાની થશે."

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૭૧]

## બાળકોની બીમારીઓ

### ☐ જિન્દગી (હયાતી)

**૩૮૧ વધારે ન જીવતા બાળકના માટે પહેલો અમલ**

وَنَجَّيْنٰهُ وَاَهْلَهٗ مِنَ الْكَرْبِ الْعَظِيْمِ ط (سورۂ صٰفّٰت:۷۶)

**'વ નજ્જયનાહુ વ અહ્-લહૂ મિનલ્ કરૂબિલ્ અઝીમ.'**

ઉપરની આયતને દરરોજ સવાર–સાંજ ૧૧ (અગિયાર) વખત પઢે. ઈન્શા અલ્લાહ બાળક લાંબુ જીવશે.

[આધારગ્રંથ : ૩, ૪, ૩૦ / પાનું નં. : અનુક્રમે : ૧૪, ૩૯, ૧૭૭]

### ☐ ઊંઘ

**૩૮૨ ઊંઘમાં ચોંકતા બાળકની શિફા માટે અમલ**

સૂરએ 'ક–હ–ફ'ની આયત નંબર : ૧૦ અને ૧૧ ને કાગળ પર લખી તા'વીઝ બનાવી બાળકના ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૪]

**૩૮૩ પથારીમાં પેશાબ કરતાં બાળકની શિફા માટે અમલ**

● જયારે રાત્રે બાળક સૂઈ જાય તો તેની પાસે માથા તરફ બેસીને એટલા અવાજથી કે બાળકની ઊંઘ ખરાબ ન થાય, એક વખત સૂરએ 'બ—ક—રહ'ની નીચે લખેલી પહેલી બે આયતો પઢે.

● ૨૧ (એકવીસ) દિવસ આ અમલ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

**'અલિફ લા—મ મી—મ. ઝાલિ—કલ્ કિતાબુ લા રય્—બ. ફીહ. હુદલ્ લિલ્ મુત્તકીન. અલ્લઝી—ન યુઅ્મિનૂ—ન બિલ્ ગય્બ.'** (સૂરએ 'બ—ક—રહ' : ૧, ૨)

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૩૬]

## ☐ કાન

### ૩૮૪ બાળકના કાનમાંથી પરૂં નીકળવાથી શિફાનો અમલ

રાત્રે સૂતી વખતે નવા અને સ્વચ્છ રૂના ફાયા પર :

اَلَّذِیْ خَلَقَ فَسَوّٰی ص وَالَّذِیْ قَدَّرَ فَهَدٰی ص

(سورۂ 'اعلیٰ' : ۲، ۳) (સૂરએ 'અઅ્લા' : ૨, ૩)

**'અલ્લઝી ખ—લ—ક ફસવ્વા. વલ્લઝી કદ્—દ—ર ફ હદા.'**

● એક વખત પઢી રૂના ફાયા પર દમ કરે અને જે કાનમાંથી પરૂ નીકળતું હોય તે કાનમાં રાત્રે સૂતા પહેલાં રૂનો ફાયો મૂકી દે.

● સવારે નવા રૂના ફાયા પર ઉપરોકત આયત પઢીને દમ કરીને કાનમાં મૂકી દે.

● ૨૪ (ચોવીસ) કલાકમાં બે વખત આ અમલ કરે.

● જયારે કાનમાંથી પરૂ નીકળવાનું બંધ થઈ જાય તો અમલ કરવાનું બંધ કરી દે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૩૮]

## ☐ મોઢું, જીભ, દાંત

### ૩૮૫ બહેરા-મુંગા બાળકની શિફાનો અમલ

- જયારે બાળક રાત્રે સૂઈ જાય ત્યારે તેના માથા પાસે જમણી તરફ ઊભા થઈને એક વખત સૂરએ 'મરયમ' (પારહ : ૧૬)ની નીચેની પ્રથમ આયત પઢે.

'કા-ફ હા યા ઐ-ન સા-દ' 'كٓهٰيٰعٓصٓ'

- પઢવામાં દરેક હર્ફ (અક્ષર) અલગ અલગ પઢે.
- ૬ (છ) માસ સુધી સતત આ અમલ ચાલુ રાખે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૩૮]

### ૩૮૬ બાળકની ઝબાન ચાલુ કરવા માટે અમલ

જો બાળકની ઝબાન ચાલતી ન હોય તો સૂરએ 'બની ઈસરાઈલ' (પારહ : ૧૫) ઝા'ફરાન (કેસર)થી કાગળ પર લખીને પાણીથી ધોઈને પિવડાવે. ઈન્શા અલ્લાહ ઝબાન ચાલતી થઈ જશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૮૨]

### ૩૮૭ બાળકના દાંત નીકળવામાં આસાની માટે અમલ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

الٓرٰ قف تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ قف (سورۂ یوسف:۱)

એક કાગળ પર ઉપરોક્ત આયત લખીને તા'વીઝ બનાવીને બાળકના ગળામાં પહેરાવી દે. ઈન્શા અલ્લાહ દાંત આસાનીથી નીકળશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૩૭]

## ૩૮૮ બાળકને દાંત પીસવાની આદત છોડાવવા માટે અમલ

અમલ નંબર : ૩૮૭ માં લખેલો સૂરએ 'મરયમ'ની આયતનો અમલ કરવાથી ઈન્શા અલ્લાહ બાળક દાંત પીસવાનું છોડી દેશે.
[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૭૧]

## ૩૮૯ બાળકને દૂધ છોડાવવામાં આસાની માટે અમલ

સૂરએ 'બુરૂજ' (પારહ : ૩૦) સંપૂર્ણ કાગળ પર લખી તા'વીઝ બનાવી બાળકને ગળામાં પહેરાવે. તે ઈન્શા અલ્લાહ આસાનીથી દૂધ છોડી દેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૫૭]

## ૩૯૦ ડીપ્થેરિયા (કંઠમાળા)ની બીમારીથી શિફાનો અમલ

مَنْ ذَاالَّذِىْ يَشْفَعُ عِنْدَهٗٓ اِلَّا بِاِذْنِهٖ ط (سورۂ بقرہ:۲۵۵)

**'મન્ ઝલ્લઝી યશ્ફઉ ઈન્દહૂ ઈલ્લા બિ ઈઝનિહ.'**

ઉપરોક્ત આયત પઢીને પાણી પર દમ કરે અને તે પાણી વારંવાર મોઢામાં નાંખે અને ગળા પર હાથ ધીમે ધીમે ફેરવતા રહે. જેથી પાણી ગળાની નીચે ઉતરી જાય. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૭૭]

## ☐ બાળકનું વધારે રડવું

## ૩૯૧ વધારે રડતા બાળકની શિફાનો પહેલો અમલ

વધારે રડતાં બાળક પર નીચેની આયત પઢીને દમ કરે. ઈન્શા

અલ્લાહ શિફા થશે.

وَبِحَقِّ وَاِنَّکَ لَعَلٰی خُلُقٍ عَظِیْمٍ ؕ (سورۂ قلم:۵)
وَلَیْسَ الذَّکَرُ کَالْاُنْثٰی ج وَاِنِّیْ سَمَّیْتُهَا مَرْیَمَ
وَاِنِّیْ اُعِیْذُهَا بِکَ وَذُرِّیَّتَهَا مِنَ الشَّیْطٰنِ الرَّجِیْمِ ؕ
(سورۂ اٰل عمران:۳۶)

[આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૪]

**૩૯૨ વધારે રડતા બાળકની શિફાનો બીજો અમલ**

સૂરએ 'ફાતિહા' અને કુર્આન શરીફની 'કુલ્'થી શરૂ થતી છેલ્લી ૩ (ત્રણ) સૂરહ કાગળ પર લખીને પાણીમાં ધોઈને બાળકને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૪]

☐ **સુકતાન**

**૩૯૩ સુકતાનની બીમારીથી શિફા માટે પહેલો અમલ**

સૂરએ 'અહકાફ'ની આયત નંબર : ૩૩ નેશુદ્ધ સરસવના તેલ પર ૧૦૦૦ (એક હઝાર) વખત પઢીને ૨૧ (એકવીસ) દિવસ સુધી સવારે અને સાંજે બીમારને માલિશ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૫]

**૩૯૪ સુકતાનની બીમારીથી શિફા માટે બીજો અમલ**

દરરોજ ૧૧ (અગિયાર) વખત સૂરએ 'તીન' (પારહ : ૩૦) પઢી પાણી પર દમ કરી ૧૧ (અગિયાર) દિવસ સુધી બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૬]

### ૩૯૫ સુકતાનની બીમારીથી શિફા માટે ત્રીજો અમલ

ફજરની સુન્નત અને ફર્ઝ દરમિયાન ૪૧ (એકતાલીસ) વખત 'અલ્હમ્દુ લિલ્લાહિ'ને 'બિસ્મિલ્લાહ' સાથે મેળવીને અર્થાત 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'ની 'મીમ'ને 'અલ્હમ્દુ લિલ્લાહિ'માં મેળવીને ('બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમિલ્ હમ્દુ લિલ્લાહિ') પઢી મિઠાઈ અથવા પાણી પર દમ કરીને સુકતાનના બીમારને ખવડાવે. ઈન્શા અલ્લાહ રોગ મટી જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૭૬]

## ☐ પેટ

### ૩૯૬ પેટના કરમથી શિફા માટે અમલ

- સૂરએ 'કવસર' ('ઈન્ના અઅ્તયૂના કલ્ કવસર') સંપૂર્ણ ૩ વખત પઢીને પાણી પર દમ કરે અને સવારે ખાલી પેટે બીમારને પિવડાવે.
- આખા દિવસમાં કોઈ સમયે ઉપરોકત સૂરહ પઢીને પેટ પર ફૂંક મારે.
- થોડા દિવસના આ અમલથી ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૩૬]

## ☐ કાળા દાગ

### ૩૯૭ શરીર પરના કાળા દાગથી શિફા માટે અમલ

અમલ નંબર : ૩૮૩ માં લખેલો સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૧ અને ૨ નો અમલ કરવાથી ઈન્શા અલ્લાહ શરીર પરથી કાળા દાગ દૂર થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૪૦]

## ☐ હાર્ટ (હૃદય)

## ૩૯૮ હાર્ટ (હૃદય)માં સુરાખની શિફા માટે અમલ

**'ફ અવ્હા ઈલા અબ્દિહી મા અવ્હા.**

**મા ક-ઝ-બલ્ ફુઆદુ મા રઆ.'**(સૂરએ 'નજમ' : ૧૦, ૧૧)

- શરૂઆતમાં અને અંતે ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ પઢો.
- વચમાં ૧૧૦૦૦ (અગિયાર હઝાર) વખત ઉપરોક્ત બે આયતો પઢે.
- તે પછી શુદ્ધ મધ પર દમ કરે.
- આ મધને દરરોજ સવારે, સાંજે અને રાત્રે બીમારને ખવડાવો.
- ખૂબ નાના બાળકને એક આંગળી જેટલું મધ ચટાડો.
- મોટા માણસને નાની ચમચી જેટલું મધ ત્રણ વખત ખવડાવો.

થોડી મુદતમાં ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૧૬]

## ૩૯૯ બાળકોની બધી બીમારીઓથી શિફાનો પહેલો અમલ

સૂરએ 'હૂદ'ની આયત નંબર : ૫૬ અને ૫૭ ને કાગળ પર લખીને બાળકના ગળામાં પહેરાવવો. ઈન્શા અલ્લાહ તમામ બીમારીઓથી હિફાઝત થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૮૧]

## ૪૦૦ બાળકોની બધી બીમારીઓથી શિફાનો બીજો અમલ

બાળકના પૈદા થવાના સમયે સૂરએ 'બલદ' સંપૂર્ણ કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બાળકના ગળામાં પહેરાવો. (ઈ.અ.) બાળક તમામ બીમારીઓથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૮૧]

## ૪૦૧ બાળકોની બધી બીમારીઓથી શિફાનો ત્રીજો અમલ

બાળકના જન્મ સમયે સૂરએ 'જાસિયહ' સંપૂર્ણ કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બાળકના ગળામાં પહેરાવો. ઈન્શા અલ્લાહ બધી બીમારીઓથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૮૧]

## ૪૦૨ બાળકોની બધી બીમારીઓથી શિફાનો ચોથો અમલ

સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૩૫, ૩૬, ૩૭ ને કાગળ પર ઝા'ફરાન (કેસર)થી લખીને તા'વીઝ બનાવીને બાળકના ગળામાં પહેરાવે તો ઈન્શા અલ્લાહ રડવા, ડરવા અને બદખ્વાબીથી હિફાઝત રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૮૧]

## ૪૦૩ દરેક બીમારીથી શિફા માટે પહેલો અમલ(સૂરએ 'હશ્ર')

ઈદ્રીસ ઈબ્ને અબ્દુલ કરીમ હદ્દાદ રહમતુલ્લાહિ અલયહિએ બયાન કર્યું છે કે, મેં ખલફથી કુર્આન પઢ્યું છે.

لَوْ اَنْزَلْنَا هٰذَاالْقُرْاٰنَ عَلٰى جَبَلٍ لَّرَاَيْتَهٗ خَاشِعاً
مُّتَصَدِّعاً مِّنْ خَشْيَةِ اللّٰهِ ط وَتِلْكَ الْاَمْثَالُ نَضْرِبُهَا
لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ط (سورۂ حشر:۲۱)

**'લવ્ અન્ઝલ્ના હાઝલ્ કુર્આ-ન અલા જબલિલ્ લ-રઅય્-તહૂ ખાશિઅમ્ મુ-તસદ્દિઅમ્ મિન્ ખશ્યતિલ્લાહ. વ તિલ્કલ્ અમ્સાલુ નદ્રિબુહા લિન્નાસિ**

લઅલ્લહુમ્ ય-તફક્કરૂન.' (સૂરએ 'હશ્ર' : ૨૧)

● જયારે હું ઉપરની આયત પર પહોંચ્યો તો (મને) કહ્યું કે :

તમારો હાથ તમારા માથા ઉપર મૂકો ! કારણ કે મેં સુલેમથી કુર્આન પઢયું છે અને જયારે હું આ આયત પર પહોંચ્યો તો તેમણે મને કહ્યું કે :

● તમારો હાથ તમારા માથા ઉપર મૂકો ! કારણ કે મેં અઅ્મશથી કુર્આન પઢયું છે અને જયારે હું આ આયત પર પહોંચ્યો તો તેમણે મને કહ્યું કે :

● તમારો હાથ તમારા માથા ઉપર મૂકો ! કારણ કે મેં યહ્યા બિન વસ્સાબથી કુર્આન પઢયું છે અને જયારે હું આ આયત પર પહોંચ્યો તો તેમણે કહ્યું કે :

● તમારો હાથ તમારા માથા ઉપર મૂકો !કારણ કે મેં અલ્કમહ અને અસ્વદથી કુર્આન પઢયું છે અને જયારે હું આ આયત પર પહોંચ્યો તો તેમણે કહ્યું કે :

● તમારો હાથ તમારા માથા ઉપર મૂકો ! કારણ કે અમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ રદિયલ્લાહુ તઆલા અન્હુથી કુર્આન પઢયું છે અને જયારે અમે આ આયત પર પહોંચ્યા તો તેમણે ફરમાવ્યું કે :

● તમે બન્ને જણ તમારા હાથોને તમારા માથાઓ પર મૂકો ! કારણ કે મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કુર્આન પઢયું છે અને જયારે હું આ આયત પર પહોંચ્યો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ઈર્શાદ ફરમાવ્યો કે :

● તમારો હાથ તમારા માથા ઉપર મૂકો !કારણ કે જિબ્રઈલે અમીન અલયહિસ્સલામ મારા પર આ આયત લઈને નાઝિલ થયા અને મને ઈર્શાદ ફરમાવ્યો :

● આપનો હાથ આપના માથા ઉપર મૂકો ! કારણ કે આ આયત 'સામ' સિવાય દરેક બીમારીથી શિફા છે અને 'સામ'નો અર્થ મોત છે.''

['દુર્રે મન્સૂર', 'તોહફએ હુફ્ફાઝ' : ૩૮૮]
['બયાને મુસ્તફા (સલ.)' (માસિક), નવેમ્બર : ૨૦૦૭, પાનું : ૨૯]

## ૪૦૪ દરેક બીમારીથી શિફા માટે બીજો અમલ (સૂરએ 'ફાતિહા')

હદીસ શરીફમાં આવ્યું છે કે :

"કોઈ મર્ઝ (રોગ) એવો નથી કે જેનો ઈલાજ 'અલ્હમ્દુ શરીફ' ન હોય." (એટલે સૂરએ 'ફાતિહા' સૂરએ 'શિફા' કહેવાય.)

**અમલની રીત :**

- દરરોજ મગરિબની નમાઝ બા'દ ૯૧ (એકાણું) વખત 'બિસ્મિલ્લાહ' સહિત પૂરી 'અલ્હમ્દુ શરીફ' પઢે.
- પઢતી વખતે જયારે મકામ 'નસ્તઈન' આવે ત્યારે દિલમાં પોતાના મતલબનો ખ્યાલ રાખે. (દિલમાં જ અલ્લાહ તઆલાથી દુઆ માંગે.)
- દરરોજ આ વઝીફો પઢવાથી ઈમાન પણ ખૂબ જ મજબૂત થાય છે.

['મેઅયારુસ્સુલૂક' ('જરૂરી તા'વીઝો')નું પ્રકરણ, પાનું : ૪૮૨]

## ૪૦૫ દરેક બીમારીથી શિફા માટે ત્રીજો અમલ (આયાતે શિફા)

અમલ નંબર : ૧૮૭ માં લખેલો આયાતે શિફાનો અમલ દરેક બીમારીથી શિફા માટે ફાયદાકારક છે.

[આધારગ્રંથ : ૮, ૧૬, ૨૧ / પાનું નંબર : અનુક્રમે : ૯૮, ૨૯૧, ૭]

## ૪૦૬ દરેક બીમારીથી શિફાનો ચોથો અમલ (આયાતે સજદહ)

## ૧૪ (ચૌદ) આયાતે સજદહની યાદી

(૧) સૂરએ 'અઅ્રાફ', આયત નંબર : ૨૦૬
(૨) સૂરએ 'રઅદ', આયત નંબર : ૧૫
(૩) સૂરએ 'નહલ', આયત નંબર : ૪૯, ૫૦
(૪) સૂરએ 'બની ઈસરાઈલ', આયત નંબર : ૧૦૭ થી ૧૦૯
(૫) સૂરએ 'મરયમ', આયત નંબર : ૫૮
(૬) સૂરએ 'હજ્જ', આયત નંબર : ૧૮
(૭) સૂરએ 'ફુરકાન', આયત નંબર : ૬૦
(૮) સૂરએ 'નમ્લ', આયત નંબર : ૨૫ / ૨૬
(૯) સૂરએ 'સિજદહ', આયત નંબર : ૧૫
(૧૦) સૂરએ 'સોદ', આયત નંબર : ૨૫ / ૨૬
(૧૧) સૂરએ 'હા–મીમ સિજદહ', આયત નંબર : ૩૭ / ૩૮
(૧૨) સૂરએ 'નજમ', આયત નંબર : ૬૯ થી ૬૨
(૧૩) સૂરએ 'ઈન્શિકાક', આયત નંબર : ૨૦ / ૨૧
(૧૪) સૂરએ 'અલક', આયત નંબર : ૧૯

- બેહતર આ છે કે, સજદહની આ સઘળી આયતોને એક મજલિસમાં, એક જ બેઠકમાં, તરતીબવાર (ક્રમાનુસાર) પઢે અને દરેક આયતની સાથે સાથે સજદહ પણ કરે અને ત્યાર બા'દ પોતાની જરૂરતો અને મકસદોની પ્રાપ્તિ માટે દુઆ કરે, તો ઈન્શા અલ્લાહુ તઆલા તેની દુઆ જરૂર કબૂલ થશે અને તેની જરૂરતો, હાજતો અને મુરાદો પૂરી થઈ જશે. મુસીબત, પરેશાની દૂર થશે.
- તમામ આયતો એક સાથે પઢીને પછી ૧૪ સજદહ એક સાથે પણ કરી શકે છે.

('નૂરુલ્ ઈઝાહ' : ૧૧૫, 'ઈઝાહુલ્ મસાઈલ' : ૪૫, 'મરાકિલ્ ફલાહ' : ૨૭૨, 'અનવારે ઝિંદગી' : ૫૬)

હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હુની રિવાયતમાં છે કે :

જયારે કોઈ આદમપુત્ર આયતે સજદહ પઢીને સજદએ તિલાવત કરે છે, તો શયતાન રડાકૂટ કરતો નાસી જાય છે. અને કહે છે :

"હાય અફસોસ ! ઈન્સાનને સજદહ કરવાનો હુકમ મળ્યો અને તેણે આ હુકમનું પાલન કર્યું તો તેનું ઠેકાણું જન્નત ઠર્યું, અને મને સજદહનો હુકમ મળ્યો, મેં નાફરમાની કરી, તો મારું રહેઠાણ જહન્નમ ઠર્યું." ('મુસ્લિમ શરીફ' : ૧ / ૬૧)

[આધારગ્રંથ : ૨૦ / પાનું : ૪]

## ૪૦૭ દરેક બીમારીથી શિફાનો પાંચમો અમલ

- ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ,
- ૧ (એક) વખત આયતુલ કુર્સી,
- ૧ (એક) વખત સૂરએ 'ફાતિહા',
- ૧ (એક) વખત 'કુલ્' લફઝથી શરૂ થતી ૪ (ચાર) સૂરહ,
- ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ,

દરરોજ ઉપર મુજબ પઢી સવારે અને સાંજે બીમાર માણસના મોં અને શરીર પર દમ કરે અને પાણી પર દમ કરીને પાણી સવાર–સાંજ પિવડાવે. અલ્લાહ તઆલા જરૂર શિફા આપશે.

[આધારગ્રંથ : ૧ / પાનું : ૭૩]

## ૪૦૮ દરેક બીમારીથી શિફાનો છઠ્ઠો અમલ

فَدَعَا رَبَّهٗۤ اَنِّیْ مَغْلُوْبٌ فَانْتَصِرْ ۝ (سورۂ قمر:۱۰)

**'ફ દઆ રબ્બહૂ અન્ની મગ્લૂબુન્ ફન્તસિર.'**

ઉપરોકત આયતને ૨૧ (એકવીસ) દિવસ સુધી દરરોજ ૩૧૩ (ત્રણ સો તેર) વખત પઢીને આસમાનની તરફ ફૂંક મારે તે પછી પાણી પર દમ કરીને પિવડાવે. ઈન્શા અલ્લાહ દરેક બીમારીથી શિફા થશે.

[આધારગ્રંથ : ૩, ૪, ૧૯, ૩૦ / પાનું : અનુક્રમે : ૩૨, ૨૩, ૮૪, ૧૭૩]

## ૪૦૯ દરેક બીમારીથી શિફાનો સાતમો અમલ

**'વ નુ-નઝ્ઝિલુ મિનલ્ કુર્આનિ મા હુ-વ શિફાઉવ્ વ રહ્-મતુલ્ લિલ્ મુઅ્મિનીન.'**(સૂરએ 'બની ઈસરાઈલ' : ૮૨)

ઉપરોકત આયતને પઢીને બીમાર માણસ પર દમ કરે. ઈન્શા અલ્લાહુ તઆલા જલ્દી શિફા પામશે.

[આધારગ્રંથ : ૫, ૧૧ / પાનું નંબર : અનુક્રમે : ૨૫, ૧૨૮]

## ૪૧૦ દરેક બીમારીથી શિફાનો આઠમો અમલ

સૂરએ 'યા-સીન' (શરીફ)ને કાગળ પર લખીને પોતાની પાસે રાખવાથી ઈન્શા અલ્લાહ દરેક બીમારીથી શિફા થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૯]

## ૪૧૧ દરેક બીમારીથી શિફાનો નવમો અમલ

**'વ ઈઝા મરિઝ્તુ ફ હુ-વ યશ્ફીન. વલ્લઝી યુમીતુની સુમ્મ યુહ્યીન.'** (સૂરએ 'શુઅરાઅ' : ૮૦, ૮૧)

ઉપરોકત આયતને પઢીને પાણી પર દમ કરીને બીમાર માણસને પિવડાવે. ઈન્શા અલ્લાહુ તઆલા અલ્લાહના હુકમથી દરેક બીમારીથી શિફા થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૭૭]

## ૪૧૨ દરેક બીમારીથી શિફાનો દસમો અમલ

હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુ ફરમાવે છે કે :

સૂરએ 'અન્આમ' (પારહ : ૭)ની એ તા'સીર છે કે કોઈ બીમાર માણસ પર પઢીને દમ કરવામાં આવે તો ઈન્શા અલ્લાહ તે તંદુરસ્ત થઈ જશે. [આધારગ્રંથ : ૨૩ / પાનું : ૭]

## ૪૧૩ દરેક બીમારીથી શિફાનો અગિયારમો અમલ

- મગરિબની સુન્નતમાં પહેલી રકા'તમાં સૂરએ 'ફલક' ('કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક') અને બીજી રકા'તમાં સૂરએ 'નાસ' ('કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ') પઢે.
- દરેક નમાઝ પછી પણ એ બન્ને સૂરતો પઢે.

(ઈ. અ.) દરેક બીમારીથી હિફાઝત થશે. અકસર બુઝુર્ગોએ એના પર અમલ ફરમાવ્યો છે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૪૭]

## ૪૧૪ દરેક બીમારીથી શિફાનો બારમો અમલ

كٓهٰيٰعٓصٓ ط (سورۂ مریم:۱) حٰمٓ ج عٓسٓقٓ ط (سورۂ شوریٰ:۱،۲)

**'કા-ફ હા યા ઐ-ન સા-દ.'** (સૂરએ 'મરયમ' : ૧)
**'હા મી-મ ઐ-ન સી-ન કા-ફ.'** (સૂરએ 'શૂરા' : ૧, ૨)

ઉપરોકત આયતોને રકાબી પર લખીને પાણીથી ધોઈને બીમાર માણસને પિવડાવે અથવા કાગળ પર લખીને તા'વીઝ બનાવીને ગળામાં પહેરાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૭ / પાનું : ૯૬]

### ૪૧૫ દરેક બીમારીથી શિફાનો તેરમો અમલ

'ફ લિલ્લાહિલ્ હમ્દુ રબ્બિસ્સમાવાતિ વ રબ્બિલ્ અરદ્દિ રબ્બિલ્ આલમીન. વ લહુલ્ કિબ્રિયાઉ ફિસ્સમાવાતિ વલ્ અરદ. વ હુ-વલ્ અઝીઝુલ્ હકીમ.'('જાસિયહ' : ૩૬, ૩૭)

ઉપરોકત આયતને દરરોજ ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા શિફા થશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૬૯]

### ☐ સખત અને લા ઈલાજ બીમારીથી શિફા માટે

### ૪૧૬ લા ઈલાજ બીમારીથી શિફાનો પહેલો અમલ

'ઈઝ્ નાદા રબ્બહૂ અન્ની મસ્સનિ-યઝ્ ઝુર્રુ વ અન્ત અર્હમુર્રાહિમીન.' (સૂરએ 'અમ્બિયા' : ૮૩)

ઉપરની આયતને બીમાર પોતે પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૪, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૩૬, ૧૮૩]

### ૪૧૭ લા ઈલાજ બીમારીથી શિફાનો બીજો અમલ

સૂરએ 'મુઅ્મિનૂન' (પારહ : ૧૮)ની આયત નંબર : ૧૧૫ થી ૧૧૮ પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧૪ / પાનું : ૯૧]

### ૪૧૮ લા ઈલાજ બીમારીથી શિફાનો ત્રીજો અમલ

رَبَّنَا آتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّفِي الْآخِرَةِ حَسَنَةً وَّقِنَا
عَذَابَ النَّارِ ۔ (સૂરએ 'બ-ક-રહ' : ૨૧૦) (سورۃ بقرۃ:۲۱۰)

**'રબ્બના આતિના ફિદ્ દુન્યા હ-સ-ન-તંવ્ વ ફિલ્ આખિ-રતિ હ-સ-ન-તંવ્ વ કિના અઝાબન્નાર.'**

આ આયત વારંવાર પઢતા રહે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૭ / પાનું : ૧૨૬]

### ૪૧૯ લા ઈલાજ બીમારીથી શિફાનો ચોથો અમલ

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ તઆલા અન્હુએ એક બીમારના કાનમાં સૂરએ 'મુઅમિનૂન' (પારહ : ૧૮)ની આયત નંબર : ૧૧૫ થી ૧૧૮ પઢી તો તે જ સમયે સારો થઈ ગયો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"કસમ છે તે ઝાતની, જેના કબજામાં મારી જાન છે, મજબૂત યકીનવાળો જો આ આયતોને પહાડ પર પઢે તો પહાડ પોતાની જગાથી હટી શકે છે." [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૬૪]

## ☐ તંદુરસ્તી જાળવવા માટે

### ૪૨૦ તંદુરસ્તી જાળવવા માટે પહેલો અમલ

જે માણસ આ ઈચ્છે કે મૌત સુધી તેના બધાં અંગો સહી-સલામત રહે અને તે તંદુરસ્ત રહે તો દરરોજ ૩ (ત્રણ) વખત સૂરએ 'રૂમ'ની આયત નંબર : ૩૦ ને પઢીને પોતાના પર દમ કરે. ઈન્શા અલ્લાહ તંદુરસ્ત રહેશે.

[આધારગ્રંથ : ૪, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૩૩, ૧૮૨]

### ૪૨૧ તંદુરસ્તી જાળવવા માટે બીજો અમલ

- સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૮૫, ૨૮૬,
- સૂરએ 'તવ્બહ'ની આયત નંબર : ૧૨૮, ૧૨૯ અને
- સૂરએ 'હશ્ર'ની આયત નંબર : ૨૨, ૨૩ અને ૨૪

આ મુબારક આયતોને દરરોજ સવારે અને રાત્રે સૂતી વખતે ૩ (ત્રણ) વખત વુઝૂ સહિત પઢનારો ઈન્શા અલ્લાહ કદી પથારીવશ થશે નહિ. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૬૦ થી ૧૬૪]

## બીજો વિભાગ

## મોત અને આખિરતની પૂર્વ તૈયારી

### ☐ ઈમાન અને અકીદા

### ૪૨૨ ઈમાનની હિફાઝત માટે અમલ

જે માણસ મગરિબની ફર્ઝ નમાઝ પછીની બે રકા'ત સુન્નતમાં :

- પહેલી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'ફલક' અને
- બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'નાસ'

હંમેશા પઢયા કરે તો તેનું ઈમાન પણ સુરક્ષિત રહેશે અને (ઈ. અ.) ખાતિમહ ઈમાન પર થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૮]

### ૪૨૩ ઈમાન પર ખાતિમહ (મોત) થવા માટે અમલ

**'રબ્બના લા તુઝિગ્ કુલૂ–બના બઅ્–દ ઈઝ હદય્–તના વ હબ્ લના મિલ્લદુન્ક રહ્મહ. ઈન્ન–ક અન્તલ્ વહ્હાબ.'** (સૂરએ 'આલિ ઈમરાન' : ૮)

દરેક નમાઝ પછી ઉપરોકત આયતને પઢવાની આદત બનાવી

લે. ઈન્શા અલ્લાહ ખાતિમહ (મોત) ઈમાન પર થશે.

[આધારગ્રંથ : ૫, ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૭, ૮, ૨૦]

### ૪૨૪ શિર્ક અને બિદઅતથી હિફાઝત માટે અમલ

**'વ લા તદઉ મિન્ દૂનિલ્લાહિ મા લા યન્ફઉ-ક વ લા યઝુર્રુક.'** (સૂરએ 'યૂનુસ' : ૧૦૬)

ઉપરોકત આયત પઢવાની આદત બનાવી લે. ઈન્શા અલ્લાહ શિર્ક અને બિદઅતથી હિફાઝત થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૪૪]

## ☐ દિલની સફાઈ અને હિફાઝત

### ૪૨૫ દિલની સખ્તાઈ દૂર કરવાનો અમલ

એક પ્લેટમાં ઝા'ફરાન (કેસર)થી સૂરએ 'યા સી-ન' (શરીફ) લખીને પાણીથી ધોઈને એ પાણી પીએ. ઈન્શા અલ્લાહ દિલની સખ્તાઈ દૂર થશે. [આધારગ્રંથ : ૨૩ / પાનું : ૬]

### ૪૨૬ દિલમાંથી દીની ગફલત અને ગુમરાહી દૂર કરવાનો પહેલો અમલ

**'ઉલાઈ-ક અલા હુદમ્ મિર્રબ્બિહિમ્.**
**વ ઉલાઈ-ક હુમુલ્ મુફલિહૂન.'** (સૂરએ 'બ-ક-રહ' : ૫)

ઉપરોકત આયતને ૧૦૧ (એક સો એક) વખત પઢીને પાણી પર દમ કરો અને ૪૧ (એકતાલીસ) દિવસ સુધી તે પાણી પીતા રહો. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૧૧૦, ૧૬૩]

## ૪૨૭ દિલમાંથી દીની ગફલત અને ગુમરાહી દૂર કરવાનો બીજો અમલ

وَهَدَيْنٰهُمَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ج (سورۂ صّٰفّٰت:۱۱۸)

**'વ હદય્નાહુમસ્સિરાતલ્ મુસ્તકીમ.'** (સૂરએ 'સાફ્ફાત' : ૧૧૮)

જો કોઈ સીધા માર્ગથી ભટકી જાય, સારા–ખરાબનું તેને ભાન ન રહે તો ૩૧૩ (તેર સો તેર) વખત ઉપરોકત આયતને પઢીને પાણી પર દમ કરીને ત્યાં સુધી તેને પિવડાવે જયાં સુધી તેની હાલત સુધરી ન જાય. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૧૧૧, ૧૭૨]

## ૪૨૮ દિલમાંથી દીની ગફલત અને ગુમરાહી દૂર કરવાનો ત્રીજો અમલ

وَاَهْدِيَكَ اِلٰى رَبِّكَ فَتَخْشٰى ج (سورۂ نٰزعٰت:۱۹)

**'વ અહદિ–ય–ક ઈલા રબ્બિ–ક ફ તખ્શા.'**

જો કોઈ સીધા માર્ગથી ભટકી ગયો હોય અથવા ખરાબ કામમાં પડી ગયો હોય અથવા અલ્લાહ તરફથી ગાફિલ થઈ ગયો હોય તો દરરોજ ૧૦૧ (એક સો એક) વખત ઉપરોકત આયત પઢીને પાણી પર દમ કરીને તેને પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૧૧૨, ૧૮૬]

## ૪૨૯ દિલમાંથી દીની ગફલત અને ગુમરાહી દૂર કરવા માટે ચોથો અમલ

**'ઈન્નલ્લા–હ રબ્બી વ રબ્બુકુમ્ ફઅ્બુદૂહ. હા–ઝા સિરાતુમ્ મુસ્તકીમ.'** (સૂરએ 'આલિ ઈમરાન' : ૫૧)

ઉપરોકત આયત વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ દિલમાંથી ગફલત અને ગુમરાહી દૂર થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૧૩]

## ૪૩૦ દિલમાંથી દીની ગફલત અને ગુમરાહી દૂર કરવા માટે પાંચમો અમલ

**'વ નઝઅ્ના મા ફી સુદૂરિહિમ્ મિન્ ગિલ્લિન્ તજ્રી મિન્ તહ્તિહિમુલ્ અન્હાર. વ કાલૂલ્ હમ્દુ લિલ્લાહિલ્લઝી હદાના લિ હાઝા.** (સૂરએ 'અઅરાફ' : ૪૩)

ઉપરોકત આયત પઢીને પાણી પર દમ કરીને ગુમરાહને પિવડાવે. ઈન્શા અલ્લાહુ તઆલા તેના દિલમાંથી ગફલત અને ગુમરાહી દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૧૪]

## ૪૩૧ દિલમાંથી દીની ગફલત અને ગુમરાહી દૂર કરવા માટે છઠ્ઠો અમલ

**'ફ મંય્ યુરિદિલ્લાહુ અંય્ યહ્દિ–યહૂ યશ્રહ્ સદ્–રહૂ લિલ્ ઈસ્લામ.'** (સૂરએ 'અન્આમ' : ૧૨૬)

ઉપરોકત આયતને વધુ પ્રમાણમાં પઢનારના દિલમાંથી ઈન્શા અલ્લાહ ગફલત અને ગુમરાહી દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૧૫]

## ૪૩૨ દિલમાંથી દીની ગફલત અને ગુમરાહી દૂર કરવા માટે સાતમો અમલ

وَمَنْ يَّهْدِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ مُّضِلٍّ ؕ (سورۂ زمر:۳۷)

**'વ મંય્ યહ્દિલ્લાહુ ફ મા લહૂ મિમ્ મુઝિલ્લ.'**

ઉપરોક્ત આયત પઢીને પાણી પર દમ કરીને ગુમરાહને પિવડાવવાથી ઈન્શા અલ્લાહ તેની ગુમરાહી દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૧૬]

## ☐ દિલમાં નૂર પેદા કરવા માટે

### ૪૩૩ દિલમાં નૂર પેદા કરવા માટે પહેલો અમલ

સૂરએ 'નૂર'ની આયત નંબર : ૩૫ નેદરરોજ ૧ (એક) વખત પઢીને બન્ને હાથની હથેળી પર દમ કરીને પોતાના ચહેરા અને છાતી પર હાથ ફેરવી લે. ઈન્શા અલ્લાહ ચહેરો અને દિલ નૂરાની થઈ જશે.

[આધારગ્રંથ : ૩, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૪૧, ૧૭૧]

### ૪૩૪ દિલમાં નૂર પેદા કરવા માટે બીજો અમલ

જે દર જુમ્અહના ૧ (એક) વખત સૂરએ 'ક—હ—ફ' (પારહ : ૧૫) સંપૂર્ણ પઢી લે તો ઈન્શા અલ્લાહુ તઆલા બીજી જુમ્અહ સુધી દિલ નૂરથી મુનવ્વર થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૬]

### ૪૩૫ દિલમાં નૂર પેદા કરવા માટે ત્રીજો અમલ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"જે માણસ રાતના સમયે નીચે લખેલ આયત પઢશે, અલ્લાહ તઆલા તેને એટલું વિશાળ નૂર અતા ફરમાવશે જે અદનથી મક્કા સુધીના અંતર બરાબર હશે." ('ઈબ્ને કસીર' : ૩ / ૨૮૬)

'મન્ કા–ન યર્જૂ લિકા–અ રબ્બિહી ફલ્ યઅ્મલ્ અ–મલન્ સાલિહંવ્ વ લા યુશ્રિક્ બિ ઈબાદતિ રબ્બિહી અ–હદા.' (સૂરએ 'ક–હ–ફ' : ૧૧૦)

[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૫૬]

## ☐ ઈલ્મ, હિકમત, મઅરિફત મેળવવા

### ૪૩૬ દિલમાં ઈલ્મ, હિકમત, મઅરિફત મળવા માટે પહેલો અમલ

'સુબ્હા–ન–ક લા ઈલ્મ લના ઈલ્લા મા અલ્લમ્તના. ઈન્ન–ક અન્તલ્ અલીમુલ્ હકીમ.' (સૂરએ 'બ–ક–રહ' : ૩૨)

- ઉપરની આયત ઈલ્મ મેળવવા માટે અકસીર છે.
- દિમાગી કમજોરી, યાદ–દાશ્તની કમી પણ આ આયતને પઢવાથી ઈન્શા અલ્લાહ દૂર થશે. [આધારગ્રંથ : ૨ / પાનું : ૩૪]

### ૪૩૭ દિલમાં ઈલ્મ, હિકમત, મઅરિફત મળવા માટે બીજો અમલ

'રબ્બિશ્રહ્ લી સદ્રી. વ યસ્સિર્ લી અમ્રી. વહ્લુલ્ ઉક્–દતમ્ મિલ્લિસાની. યફ્–કહૂ કવ્લી.'

(સૂરએ 'તા–હા' : ૨૫ થી ૨૮)

ઈલ્મની તરક્કી અને દિમાગની વિશાળતા માટે ઉપરની આયતોને દરરોજ ફજરની નમાઝ પછી ૨૧ (એકવીસ) વખત પઢે. ઈન્શા અલ્લાહ ફાયદો થશે. [આધારગ્રંથ : ૩ / પાનું : ૪૫]

### ૪૩૮ ઈલ્મે કુર્આન અને હિફ્ઝે કુર્આન માટે અમલ

સૂરએ 'મુદ્દસ્સિર' (પારહ : ૨૯) સંપૂર્ણ પઢીને કુર્આન શરીફ હિફઝ કરવાની દુઆ કરે. ઈન્શા અલ્લાહ હિફઝ કરવામાં આસાની થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭]

## ☐ નેક હિદાયત, નેક આ'માલ, ઈબાદત, દુઆ

### ૪૩૯ દિલમાં નેક હિદાયત થવા માટે અમલ

اِلَّا الَّذِیْ فَطَرَنِیْ فَاِنَّهٗ سَیَهْدِیْنِ ط (سورۂ زخرف:۲۷)

**'ઈલ્લલ્લઝી ફ-ત-રની ફ ઈન્નહૂ સ યહદીન.'**

ઉપરોકત આયતને વધુ પ્રમાણમાં પઢનારને ઈન્શા અલ્લાહ હિદાયત મળશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૦૯]

### ૪૪૦ દિલમાં ઈબાદતનો શોખ પેદા થવાનો અમલ

દરરોજ સૂરએ 'હૂદ'ની આયત નંબર : ૧૧૪ અને ૧૧૫ ને ૩ (ત્રણ) વખત પઢીને પોતાના ઉપર દમ કરનાર ઈન્શા અલ્લાહ નમાઝનો પાબંદ થશે અને દરેક બુરાઈથી દૂર રહેશે.
[આધારગ્રંથ : ૪, ૧૯ / પાનું નંબર : અનુક્રમે : ૭૧, ૧૫૦]

### ૪૪૧ બેનમાઝીને નમાઝની રગબત થવા માટે અમલ

રાતના સૂતી વખતે સૂરએ 'મુઅ્મિનૂન'ની આયત નંબર : ૧ થી ૧૧ ને પઢવાથી ઈન્શા અલ્લાહ બેનમાઝીને નમાઝની રગબત પેદા થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૪૮ થી ૧૫૦]

### ૪૪૨ ગુનાહોથી મહફૂઝ રહેવા માટે અમલ

● હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુએ ફરમાવ્યું કે :

"જે માણસ ફજરની નમાઝ પછી ૧૦ (દસ) વખત સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ–વલ્લાહુ અહદ') પઢશે, તે આખો દિવસ ગુનાહોંથી મહફૂઝ રહેશે ભલે શયતાન કેટલીયે શકિત અજમાવે."

● આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

"સવારે અને સાંજે ત્રણ વખત સૂરએ 'ઈખ્લાસ', સૂરએ 'ફલક' અને સૂરએ 'નાસ' પઢયા કરો, એનું પઢવું દરેક વસ્તુથી કિફાયત કરશે."

('હયાતુસ્સહાબા' : ૩ / ૩૨૪) [આધારગ્રંથ : ૩૧ / પાનું : ૫૦]

## ૪૪૩ નેક લોકોમાંથી થવા માટે અમલ

**'ફાતિ–રસ્સમાવાતિ વલ્ અર્દ. અન્ત વલિય્યિ ફિદુન્યા વલ્ આખિરહ. તવફ્ફની મુસ્લિમંવ્ વ અલ્હિકની બિસ્સાલિહીન.'** (સૂરએ 'યૂસુફ' : ૧૦૧)

હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"જે માણસ ઈચ્છે કે હું નેક લોકોમાંથી થઈ જાઉં તો (હઝરત યૂસુફ અલયહિસ્સલામની) ઉપરોકત દુઆને સવાર, સાંજ ૭ (સાત) વખત પઢે."

(ઈન્શા અલ્લાહ તેની ઈચ્છા પૂરી થશે.)

[આધારગ્રંથ : ૩૯ / પાનું : ૭]

## ૪૪૪ દુઆ કબૂલ થવા માટે પહેલો અમલ

**'રબ્બના લા તુઆખિઝ્ના ઈન્ નસીના અવ્**

**અખ્તઅ્ના. રબ્બના વ લા તહ્મિલ્ અલયના ઈસ્રન્ કમા હમલ્-તહૂ અલલ્ લઝી-ન મિન્ કબ્લિના. રબ્બના વ લા તુહમ્મિલ્ના મા લા તાક-ત લના બિહ. વઅ્ફુ અન્ના, વગ્ફિર્ લના, વર્હમ્ના, અન્ત મવ્લાના ફન્સુર્ના અલલ્ કૌમિલ્ કાફિરીન.**'('બ-ક-રહ' : ૨૮૬)

સહીહ 'મુસ્લિમ શરીફ'થી સાબિત છે કે :

ઉપરોકત આયત પઢીને અલ્લાહ તઆલાથી માંગે તો દરેક માંગ પર અલ્લાહ તઆલા ફરમાવે છે :

''અચ્છા, મેં આપ્યું, મેં કબૂલ કર્યું.'' ('તફસીરે ઈબ્ને કસીર' : ૨ / ૨૩૧)

[આધારગ્રંથ : ૩૧ / પાનું : ૫૯]

## ૪૪૫ દુઆ કબૂલ થવા માટે બીજો અમલ

અમલ નંબર : ૪૦૬ માં લખવા પ્રમાણે આયાતે સજદહનો અમલ કરવાથી પણ અલ્લાહ તઆલા દુઆ કબૂલ ફરમાવે છે.

[આધારગ્રંથ : ૩૪ / પાનું : ૧૨૩]

## ૪૪૬ દુઆ કબૂલ થવા માટે ત્રીજો અમલ

**'વ ઈઝા જા-અત્હુમ્ આ-યતુન્ કાલૂ લન્ નુઅ્મિ-ન હત્તા નુઅ્તા મિસ્-લ મા ઊતિ-ય રુસુલુલ્લાહ. અલ્લાહુ અઅ્લમુ હયસુ યજ્અલુ રિસાલતહ.'** (સૂરએ 'અન્આમ' : ૧૨૪)

ઉપરોકત આયતમાં 'રસૂલુલ્લાહ' અને 'અલ્લાહ' એ બન્ને નામોના દરમિયાન જે દુઆ કરવામાં આવે તે કબૂલ થાય છે.

ઈમામ જઝરી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે :

અમે ઘણી વખત એનો અનુભવ કર્યો છે અને ઘણાં આલિમોથી તેનું અનુભવસિદ્ધ હોવું નકલ થયેલ છે. [આધારગ્રંથ : ૩૪ / પા. : ૧૯૭]

## ૪૪૭ ફરિશ્તાઓની દુઆ મેળવવા માટે અમલ

'બયહકી'એ હઝરત મકહૂલ (રદિ.)થી રિવાયત કરી છે કે :

"જુમ્અહના દિવસે સૂરએ 'આલિ ઈમરાન' પઢનાર માટે ફરિશ્તા રહમતની દુઆ કરશે." [આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૩]

## ☐ મોત

## ૪૪૮ મોતમાં આસાની માટે અમલ

મરનારની પાસે સૂરએ 'યા–સીન' (શરીફ) (પારહ : ૨૨) પઢશે તો તેનું મોત ઈન્શા અલ્લાહ આસાન થઈ જશે.

[આધારગ્રંથ : ૬, ૨૩, ૨૭ / પાનું નંબર : અનુક્રમે : ૬૩, ૬, ૯૮]

## ૪૪૯ મોત, કબર, પુલસિરાતમાં આસાની માટે અમલ

હદીસ શરીફમાં છે કે :

"જે કોઈ જુમ્અહની રાતે મગરિબની નમાઝ બા'દ બે રકા'ત નફલ નમાઝ એ રીતે પઢે કે :

- દરેક રકા'તમાં સૂરએ 'ફાતિહા' ૧ (એક) વખત અને સૂરએ 'ઝિલ્ઝાલ' ('ઈઝા ઝુલ્ઝિલતિલ્ અર્દ...') ૧૫ (પંદર) વખત પઢે તો અલ્લાહ તઆલા એની રૂહ નીકળવામાં આસાની કરી દેશે.
- વળી કબરના અઝાબથી એને પનાહ આપશે.
- પુલસિરાત પસાર કરવાનું પણ એને માટે આસાન બનશે."

[આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૨]

## ૪૫૦ શહાદતનો મરતબો મેળવવા માટે પહેલો અમલ

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે :

- "જે શખ્સ ફજરની નમાઝ બા'દ ૩ (ત્રણ) વખત **'અઊઝુ બિલ્લાહિસ્ સમીઈલ્ અલીમિ મિનશ્શયતાનિર્રજીમ'** પઢીને સૂરએ 'હશ્ર' (પારહ : ૨૮)ની આયત નંબર : ૨૨, ૨૩, ૨૪ એક વખત પઢે તો અલ્લાહ તઆલા ૭૦ (સિત્તેર) હજાર ફરિશ્તા એના ઉપર મુકર્રર કરી દે છે, જેઓ સાંજ સુધી એ પઢનારાના માટે ઈસ્તિગફાર કરતા રહે છે.
- અગર તે દિવસે તેનું મોત આવી ગયું તો તે શહીદ મરશે.
- એવી જ રીતે સાંજે પઢનારને પણ એ દરજો મળશે."

('તિરમિઝી શરીફ', 'દારમી', 'ઈબ્નુસુન્ની')

[આધારગ્રંથ : ૧૪ / પાનું : ૪૬]

## ૪૫૧ શહાદતનો મરતબો મેળવવા માટે બીજો અમલ

જે કોઈ સૂરએ 'યા–સીન' (શરીફ) (પારહ : ૨૨)ને દરરોજ રાતે હરહંમેશ પઢતો રહેશે તે જાણે શહીદ થઈને મરશે. (એટલે કે આ મુબારક સૂરહની બરકતથી તેને શહાદતનો દરજો મળશે. ઈન્શા અલ્લાહ !) [આધારગ્રંથ : ૨૩ / પાનું : ૫]

### ☐ કબર

## ૪૫૨ કબરના અઝાબથી નજાત માટે અમલ

- સૂરએ 'મુલ્ક' (પારહ : ૨૯)ને દરરોજ સંપૂર્ણ પઢનાર ઈન્શા અલ્લાહુ તઆલા કબરના અઝાબથી મહફૂઝ રહેશે.
- ઈશાની નમાઝ બા'દ પઢવાની ફઝીલત વધારે છે.

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :
આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :
"કુર્આને પાકની એક સૂરત એવી છે જેની ૩૦ (ત્રીસ) આયતો છે. તે પોતાના પઢવાવાળાના હકમાં એવી રીતે સિફારિશ કરશે કે તેને બખ્શી દેવામાં આવશે. અને તે સૂરત સૂરએ 'મુલ્ક' છે."
[આધારગ્રંથ : ૧૧, ૨૨, ૨૪ / પાનું નં. : અનુક્રમે : ૧૨, ૧૭૬, ૧૭]

### ૪૫૩ કબરના અઝાબથી હિફાઝત માટે અમલ

સૂરએ 'યા–સીન' (શરીફ)ની હંમેશા તિલાવત કરનાર (ઈ.અ.) કબરના અઝાબથી નજાત પામશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૨૨]

### ૪૫૪ કબરમાં અને પુલસિરાત પર આસાની માટે અમલ

'તબરાની'એ અવસતમાં રિવાયત કરી છે કે :
- જીવલેણ માંદગીવાળો માણસ સતત સૂરએ 'ઈખ્લાસ' પઢતો રહે.
- ઈન્શા અલ્લાહ તે કબરની કસોટીથી અને કબરની ભીંસથી બચી જશે.
- કિયામતના દિવસે તેને ફરિશ્તા પોતાના હાથોમાં લઈને પુલસિરાત પાર કરાવી જન્નતમાં લઈ જશે, ઈન્શા અલ્લાહ !

[આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૩]

## ☐ જન્નત અને જહન્નમ

### ૪૫૫ જન્નતુલ્ ફિરદૌસ મળવા માટે પહેલો અમલ

وَاجْعَلْنِىْ مِنْ وَّرَثَةِ جَنَّةِ النَّعِيْمِ ۙ (سورۂ شعراء:۸۵)

'વજ્અલ્ની મિંવ્ વ–ર–સતિ જન્નાતિન્ નઈમ.'

દરેક ફર્ઝ નમાઝ પછી ઉપરોકત આયત ૧૧ (અગિયાર) અથવા ૨૧ (એકવીસ) અથવા ૪૧ (એકતાલીસ) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ જન્નતુલ્ ફિરદૌસ મળશે.

[આધારગ્રંથ : ૪, ૧૯ / પાનું નંબર : અનુક્રમે : ૭૦, ૧૪૭]

**૪૫૬ જન્નતુલ્ ફિરદૌસ મળવા માટે બીજો અમલ**

રાતના સૂતી વખતે સૂરએ 'મુઅ્મિનૂન'ની આયત નંબર : ૧ થી ૧૧ ને પઢવું જન્નતુલ્ ફિરદૌસનો વારસદાર બનાવી દે છે.

[આધારગ્રંથ : ૧૯, ૩૦ / પાનું નં. : અનુક્રમે : ૧૪૮ થી ૧૫૦, ૧૭૭]

**૪૫૭ જહન્નમના અઝાબથી નજાત માટે અમલ**

જે માણસ 'હા–મીમ' શબ્દોથી શરૂ થતી નીચેની ૭ (સાત) આયતોને નિયમિત પઢતો રહેશે તેના પર ઈન્શા અલ્લાહ જહન્નમના તમામ દરવાજા બંધ થઈ જશે.

(૧) **'હા મી–મ. તન્ઝીલુલ્ કિતાબિ મિનલ્લાહિલ્ અઝીઝિલ્ અલીમ.'** (સૂરએ 'મુઅમિન' : ૧, ૨)

(૨) **'હા મી–મ. તન્ઝીલુમ્ મિનર્રહ્માનિર્રહીમ.'** (સૂરએ 'હા મી–મ સજદહ' : ૧, ૨)

(૩) **'હા મી–મ. ઐ–ન સી–ન કા–ફ.'** (સૂરએ 'શૂરા' : ૧, ૨)

(૪) **'હા મી–મ. વલ્ કિતાબિલ્ મુબીન.'** (સૂરએ 'ઝુખ્રુફ' : ૧, ૨)

(૫) **'હા મી–મ. વલ્ કિતાબિલ્ મુબીન. ઈન્ના અન્ઝલ્નાહુ ફી લય્–લતિમ્ મુબા–ર–કતિન્ ઈન્ના કુન્ના મુન્ઝિરીન.'** (સૂરએ 'દુખાન' : ૧, ૨, ૩)

(૬) **'હા મી–મ. તન્ઝીલુલ્ કિતાબિ મિનલ્લાહિલ્ અઝીઝિલ્**

હકીમ.' (સૂરએ 'જાસિયહ' : ૧, ૨)

(૭) 'હા મી-મ. તન્ઝીલુલ્ કિતાબિ મિનલ્લાહિલ્ અઝીઝિલ્ હકીમ.' (સૂરએ 'અહકાફ' : ૧, ૨)

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૧૧, ૨૧]

## ૪૫૮ જન્નત મેળવવા માટે અમલ

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"મારા પર ૧૦ (દસ) આયતો એવી નાઝિલ થઈ છે કે જે માણસ એ આયતો પર અમલ કરવામાં જામી ગયો તે જન્નતી થઈ ગયો." [તે સૂરએ 'મુઅ્મિનૂન'ની આયત નંબર : ૧ થી ૧૧ છે.] [આધારગ્રંથ : ૩૪ / પાનું : ૧૪૨]

## ૪૫૯ જન્નતમાં મહેલ બનાવવા માટે અમલ

હઝરત સઈદ બિન મુસય્યિબ રદિયલ્લાહુ તઆલા અન્હુ ઈરસાલના તરીકાથી નકલ કરે છે કે :

રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો :

- "જે માણસ સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ-વલ્લાહુ અહદ') ૧૦ (દસ) વખત પઢે, તેના માટે જન્નતમાં એક મહેલ બનાવવામાં આવે છે.
- ૨૦ (વીસ) વખત પઢનારના માટે બે મહેલ બનાવવામાં આવે છે અને
- ૩૦ (ત્રીસ) વખત પઢનારના માટે ત્રણ મહેલ બનાવવામાં આવે છે."

[આધારગ્રંથ : ૩૬ / પાનું : ૪૯]

## ૪૬૦ બન્ને જહાનની નેઅમતો મેળવવા માટે પહેલો અમલ

જે માણસ ચાહતો હોય કે દુનિયામાં પણ તે દરેક નેઅમતથી નવાઝવામાં આવે અને આખિરતમાં પણ અલ્લાહ તઆલા તેને કોઈ નેઅમતથી મહરૂમ (વંચિત) ન કરે તો તે દરરોજ સૂરએ 'મુહમ્મદ' (સલ.)ની આયત નંબર : ૧૫ ને સવારે અને સાંજે ૩ (ત્રણ) વખત પઢે. ઈન્શા અલ્લાહ તે દીન અને દુનિયાની નેઅમતોથી માલામાલ થઈ જશે.

[આધારગ્રંથ : ૪, ૩૦ / પાનું નંબર : અનુક્રમે : ૪૯, ૧૮૭]

**૪૬૧ બન્ને જહાનની નેઅમતો મેળવવા માટે બીજો અમલ**

સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૭૩, ૭૪ ને દરરોજ સવારે અને સાંજે ૭ (સાત) વખત પઢનારને ઈન્શા અલ્લાહ બન્ને જહાનની નેઅમતો મળશે. [આધારગ્રંથ : ૪ / પાનું : ૩૦]

## ☐ આખિરત

**૪૬૨ આખિરતમાં મગફિરત માટે પહેલો અમલ**

**'લા ઈલા-હ ઈલ્લા અન્ત સુબ્હા-ન-ક.**
**ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન.'** (સૂરએ 'અમ્બિયા' : ૮૭)

ઉપરની આયતને દરરોજ અસરની નમાઝ બા'દ ૧૦૦ (એક સો) વખત પાબંદીથી પઢવાથી ઈન્શા અલ્લાહ આખિરતમાં મગફિરત થશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૭૭]

**૪૬૩ આખિરતમાં મગફિરત માટે બીજો અમલ**

رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا سكة وَاِنْ لَّمْ تَغْفِرْ لَنَا وَتَرْحَمْنَا

لَنَكُونَنَّ مِنَ الْخٰسِرِيْنَ ج (سورۂ اعراف:۲۳)

**'રબ્બના ઝલમ્ના અન્ફુ–સના, વ ઈલ્લમ્ તગ્ફિર્ લના વ તરહમ્ના લ–નકૂનન્ન મિનલ્ ખાસિરીન.'**

આ આયતને દરરોજ દરેક ફર્ઝ નમાઝ પછી પઢીને પોતાના દરેક નાના–મોટા ગુનાહો માટે અલ્લાહ તઆલાની માફી માંગવાથી ઈન્શા અલ્લાહ દિલને તસલ્લી થશે અને અલ્લાહ તઆલાને ત્યાં મગફિરતના દરવાજા ખૂલી જશે.

[આધારગ્રંથ : ૨, ૧૧ / પાના નંબર : અનુક્રમે : ૫૮, ૯]

**૪૬૪ આખિરતમાં મગફિરત માટે ત્રીજો અમલ**

هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ ج عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ ج

هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ط (سورۂ حشر:۲۲)

**'હુ–વલ્લાહુલ્લઝી લા ઈલા–હ ઈલ્લા હુ. આલિમુલ્ ગય્બિ વશ્શહાદહ. હુ–વર્રહમાનુર્રહીમ.'** (સૂરએ 'હશ્ર' : ૨૨)

ઉપરોકત આયતમાં ઈસ્મે આ'ઝમ પોશીદહ (છુપું) છે.

- આ આયતને સવારે ૭ (સાત) વખત પઢનાર માટે ફરિશ્તાઓ મગફિરતની દુઆ કરે છે.
- જો તે દિવસે ઈન્તિકાલ થયો તો શહીદનો દરજો મળશે.
- આ આયતને સાંજે પઢે તો સવાર સુધી તેના માટે ફરિશ્તાઓ મગફિરતની દુઆ કરે છે.
- જો તેનો રાતે ઈન્તિકાલ થશે તો શહાદતનો દરજો મળશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૮]

**૪૬૫ આખિરતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફાઅત મેળવવા માટે અમલ**

જે માણસ દરેક નમાઝ પછી સૂરએ 'તવબહ'ની આયત નંબર : ૧૨૮, ૧૨૯ ને પઢવાનો મા'મૂલ બનાવી લેશે, તેને ઈન્શા અલ્લાહ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફાઅત નસીબ થશે.

[આધારગ્રંથ : ૫, ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૭, ૯, ૨૧]

**૪૬૬ કિયામતના દિવસે ચહેરો ચમકવા માટે અમલ**

اِنَّهٗ هُوَ الْبَرُّ الرَّحِيْمُ ع (سورۂ طور:۲۸)

**'ઈન્નહૂ હુ-વલ્ બર્રુર રહીમ.'** (સૂરએ 'તૂર' : ૨૮)

જે કોઈ ઉપરોકત આયતને દરેક નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત પઢીને આંગળી પર દમ કરીને પેશાની પર ફેરવી દે તો ઈન્શા અલ્લાહુ તઆલા કિયામતના દિવસે તેનો ચહેરો ચમકશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧]

## ત્રીજો વિભાગ

## જાદૂ, જિન્નાત, આસેબ (ભૂત-પ્રેત), શયતાન, દજ્જાલ, બુરી નઝર

### ☐ જાદૂ

**૪૬૭ જાદૂના માટે હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલવી રહમતુલ્લાહિ અલયહિનો અમલ**

નીચેની આયતો જાદૂની અસરને દૂર કરે છે અને શયતાન, ચોર અને હિંસક પશુઓથી હિફાઝત થાય છે.

(૧) સૂરએ 'બ–ક–રહ', આયત નંબર : ૧, ૨, ૩, ૪, ૫, ૨૫૫, ૨૫૬, ૨૮૪, ૨૮૫, ૨૮૬

(૨) સૂરએ 'અઅ્રાફ', આયત નંબર : ૫૪, ૫૫, ૫૬

(૩) સૂરએ 'બની ઈસરાઈલ', આયત નં. : ૧૧૦, ૧૧૧

(૪) સૂરએ 'સાફ્ફાત', આયત નંબર : ૧ થી ૧૧

(૫) સૂરએ 'રહમાન', આયત નંબર : ૩૩, ૩૪, ૩૫

(૬) સૂરએ 'હશ્ર', આયત નંબર : ૨૧, ૨૨, ૨૩, ૨૪

(૭) સૂરએ 'જિન્ન', આયત નંબર : ૧, ૨, ૩, ૪

(૮) સૂરએ 'ફાતિહા' સંપૂર્ણ

(૯) ચાર 'કુલ'

[આધારગ્રંથ : ૮ / પાનું : ૯૮]

**૪૬૮ જાદૂના માટે 'મંઝિલ' નામનો મશહૂર અમલ**

જાદૂ માટે આપણા દેશમાં 'મંઝિલ' નામથી મશહૂર અમલ છે. ઉર્દૂ અને ગુજરાતીમાં પણ પુસ્તિકા મળે છે. તે વાંચો અને અમલ કરો.

[આધારગ્રંથ : ૧૭ / પાનું : ૬૩]

**૪૬૯ જાદૂ માટે હઝરત મૌલાના અબ્દુલ કરીમ પારેખ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો અમલ**

જાદૂ અને જિન્નાતના ઈલાજ માટે હઝરત મૌલાના અબ્દુકરીમ પારેખ સાહબ રહમતુલ્લાહિ અલયહિની કિતાબ 'જાદૂકા તોડ' ઉર્દૂ અને ગુજરાતીમાં પણ મળે છે. તે વાંચો અને અમલ કરો.

[આધારગ્રંથ : ૧૩ / પાનું : ૯ થી ૨૯]

### ૪૭૦ જાદૂના ઈલાજ માટે ચોથો અમલ

- દરેક નમાઝ પછી 'મુઅવ્વિઝતયૂન' ('કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક' અને કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ') પઢે.
- હદીસ શરીફમાં છે કે આ બન્ને સૂરતો જાદૂને દૂર કરવા માટે નાઝિલ થઈ છે.
- જે માણસ એ બન્ને સૂરતોને પઢતો રહેશે તે ઈન્શા અલ્લાહ જાદૂથી બચતો રહેશે.
- એ બન્ને આયતોને કાગળ ઉપર લખી, તા'વીઝ બનાવી, બાંધવાથી પણ ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૫ / પાનું નંબર : અનુક્રમે : ૯૬, ૨૩૨]

### ૪૭૧ જાદૂના ઈલાજ માટે પાંચમો અમલ

સૂરએ 'અન્ફાલ'ની આયત નંબર : ૭ અને ૮ ને વધુ પ્રમાણમાં પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ જાદૂની અસરથી શિફા થશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૭૯]

### ૪૭૨ જાદૂના ઈલાજ માટે છઠ્ઠો અમલ

૧૧ (અગિયાર) દિવસ સુધી ૧૦૦ (એક સો) વખત સૂરએ 'તા–હા'ની આયત નંબર : ૬૮ અને ૬૯ ને પઢીને દમ કરે.

ઈન્શા અલ્લાહ જાદૂની અસર દૂર થશે.

[આધારગ્રંથ : ૩, ૪, ૧૯, ૩૦ / પાનું : અનુક્રમે : ૨૫, ૧૬, ૮૦, ૧૬૮]

### ૪૭૩ જાદૂના ઈલાજ માટે સાતમો અમલ

● સૂરએ 'યૂનુસ'ની આયત નંબર : ૮૧ અને ૮૨ ને કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બીમારના ગળામાં પહેરાવે.
● અથવા પ્લેટ પર લખીને પાણીથી ધોઈને પિવડાવે.

ઈન્શા અલ્લાહ જાદૂની અસર દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૬ / પાનું નંબર : અનુક્રમે : ૯૭, ૪૨]

## ૪૭૪ જાદૂના ઈલાજ માટે આઠમો અમલ

'તફસીર ઈબ્ને કસીર'માં છે કે :

હઝરત વહબ રદિયલ્લાહુ તઆલા અન્હુ ફરમાવે છે કે :

● "બોરડીના ૭ (સાત) પાંદડા લઈને મોટા પથ્થર પર વાટી લે અને પાણી મેળવી દે.
● તે પછી 'આયતુલ કુર્સી' પઢીને તેના પર દમ કરીને જેના પર જાદૂ કરવામાં આવ્યો છે તેને ત્રણ ઘૂંટ પાણી પિવડાવી દે.
● બાકી પાણીથી ગુસલ કરાવવામાં આવે.

ઈન્શા અલ્લાહ જાદૂની અસર દૂર થઈ જશે."

[આધારગ્રંથ : ૩૧ / પાનું : ૭૧]

## ૪૭૫ જાદૂના ઈલાજ માટે નવમો અમલ

સૂરએ 'તકવીર' (પારહ : ૩૦)ની આયત નંબર : ૨૦ થી ૨૯ ને ૪૧ (એકતાલીસ) વખત પઢી પાણી પર દમ કરીને બીમારને પિવડાવે. ઈન્શા અલ્લાહ જાદૂની અસર દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૭૯]

## ૪૭૬ જાદૂથી હિફાઝત માટે અમલ

- આગળ–પાછળ ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ,
- સૂરએ 'ફાતિહા' ૩ (ત્રણ) વખત,
- ચાર કુલ ૩ (ત્રણ) વખત,
- આયતુલ્ કુર્સી ૩ (ત્રણ) વખત,
- وَلَا يَئُوْدُهٗ حِفْظُهُمَا ج وَهُوَ الْعَلِيُّ الْعَظِيْمُ ع ('بقرہ': ۲۵۵)

**'વ લા યઊદુહૂ હિફ્ઝુહુમા. વ હુ–વલ્ અલિય્યુલ્ અઝીમ.'** (સૂરએ 'બ–ક–રહ' : ૨૫૫) ૯ (નવ) વખત,

- સૂરએ 'તવબહ' (પારહ : ૧૧)ની આયત નંબર : ૧૨૮, ૧૨૯ ને ૩ (ત્રણ) વખત,
- سَلٰمٌ قف قَوْلًا مِّنْ رَّبٍّ رَّحِيْمٍ ع (سورۂ یٰسٓ: ۵۸)

**'સલામુન્ ક્વ્લમ્ મિર્રબ્બિર્રહીમ.'** (સૂરએ 'યા–સીન' : ૫૮) ને ૭ (સાત) વખત

પઢીને પોતાના અને બાળકોના શરીર પર દમ કરી લો અને પાણી પર દમ કરીને પોતે પી લો અને બીજાને પિવડાવી દો. ઈન્શા અલ્લાહ જાદૂ, જિન વગેરે તમામથી હિફાઝત થશે.

[આધારગ્રંથ : ૩૬ / પાનું : ૨૦૯]

## ☐ જિન્નાત, આસેબ (ભૂત–પ્રેત)

### ૪૭૭ જિન વગેરે માટે 'મંઝિલ'નો અમલ

'મંઝિલ'ની પુસ્તિકા ઉર્દૂ અને ગુજરાતીમાં મળે છે તે વાંચો અને અમલ કરો. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૧૭ / પાનું : ૬૩]

### ૪૭૮ જિન, આસેબ, શયાતીન માટે હઝરત મૌલાના અબ્દુલ કરીમ પારેખ સાહબ (રહ.)નો અમલ

હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબ રહમતુલ્લાહિ અલયહિની કિતાબ **'જાદૂકા તોડ'** ઉર્દૂ અને ગુજરાતીમાં પણ મળે છે તે વાંચીને અમલ કરો. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૩ / પાનું : ૭ અને ૩૦ થી ૩૬]

## ૪૭૯ જિન, આસેબનો ત્રીજો અમલ

وَلَقَدْ فَتَنَّا سُلَيْمٰنَ وَاَلْقَيْنَا عَلٰى كُرْسِيِّهٖ جَسَدًا ثُمَّ اَنَابَ ط

(سورة ص: ٣٤) (સૂરએ 'સા-દ' : ૩૪)

**'વ લ કદ્ ફતન્ના સુલય્મા-ન વ અલ્કય્ના અલા કુર્સિય્યિહી જ-સદન્ સુમ્મ અનાબ.'**

જેના પર શયતાન અને આસેબની અસર હોય તેના ડાબા કાનમાં ઉપરોકત આયત ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૩, ૮ / પાનું નંબર : અનુક્રમે : ૯, ૧૦૪]

## ૪૮૦ જિન, આસેબનો ચોથો અમલ

- બીમારના કાનમાં ૭ (સાત) વખત અઝાન આપે અને
- સૂરએ 'ફાતિહા', • સૂરએ 'ફલક', • સૂરએ 'નાસ',
- 'આયતુલ્ કુર્સી', • સૂરએ 'તારિક' સંપૂર્ણ,
- સૂરએ 'હશ્ર' (પારહ : ૨૮)ની આયત નંબર : ૨૨ થી ૨૪,
- સૂરએ 'સાફફાત' (પારહ : ૨૩) સંપૂર્ણ

પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ આસેબ બળી જશે.

[આધારગ્રંથ : ૮ / પાનું : ૧૦૪]

## ૪૮૧ જિન, આસેબનો પાંચમો અમલ

જેના પર આસેબની અસર હોય તેના કાનમાં સૂરએ 'મુઅમિનૂન' (પારહ : ૧૮)ની આયત નંબર : ૧૧૫ થી ૧૧૮ પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૮ / પાનું : ૧૦૪]

## ૪૮૨ જિન, આસેબનો છઠ્ઠો અમલ

- આસેબ વગેરે દૂર કરવા માટે પાક પાણી પર સૂરએ 'ફાતિહા', આયતુલ્ કુર્સી અને સૂરએ 'જિન'ની આયત નંબર : ૧ થી ૫ પઢી તે પાણીના છાંટા બીમારના મોંઢા પર મારે કે બીમાર હોશમાં આવી જાય.
- જો કોઈ મકાનમાં જિનનું હોવું મા'લૂમ પડે તો ઉપર જણાવેલ પાણીને તે મકાનની આજુબાજુ છાંટે તો ઈન્શા અલ્લાહ ત્યાં જિન આવશે નહિ.

[આધારગ્રંથ : ૩, ૮, ૧૧, ૨૪ / પાનું નં. : અનુક્રમે : ૧૦, ૧૦૪, ૧૦૮, ૯૯]

## ૪૮૩ જિન, આસેબનો સાતમો અમલ

૪ (ચાર) લોખંડની લાંબી ખીલી લો અને દરેક ખીલી પર ૨૫ (પચ્ચીસ) વખત નીચેની આયતો પઢો અને દમ કરી ઘરના ચારે ખૂણામાં દાટી દો, ઈન્શા અલ્લાહ જિન, આસેબ વગેરે દૂર થઈ જશે :

اِنَّهُمْ يَكِيْدُوْنَ كَيْدًا ۙ وَّاَكِيْدُ كَيْدًا ۚ

فَمَهِّلِ الْكٰفِرِيْنَ اَمْهِلْهُمْ رُوَيْدًا ع (سورۂ طارق:۱۵تا۱۷)

**'ઈન્નહુમ યકીદૂ-ન કય્દા. વ અકીદુ કય્દા.**

**ફ મહ્હિલિલ્ કાફિરી-ન અમ્હિલ્હુમ્ રુવય્દા.'**

[આધારગ્રંથ : ૮, ૧૧, ૨૬ / પાનું નં. : અનુક્રમે : ૧૦૫, ૧૧૦, ૭૮]

## ૪૮૪ જિન, આસેબનો આઠમો અમલ

- સૂરએ 'મુઅમિનૂન'ની આયત નંબર : ૧૧૫ થી ૧૧૮ ને ૩ (ત્રણ)

વખત પઢીને પાણી પર દમ કરીને તે પાણી બીમારના મોંઢા પર છાંટો.

- અથવા એ આયતો પઢીને તેના કાનમાં દમ કરો.

ઈન્શા અલ્લાહુ તઆલા આસબેની અસર દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૦૪]

## ૪૮૫ જિન, આસેબનો નવમો અમલ

એક પાક વાસણ પર :

- સૂરએ 'ફાતિહા' (સંપૂર્ણ) અને
- સૂરએ આલિ ઈમરાન' (પારહ : ૪)ની આયત નંબર : ૧૫૪ તથા
- સૂરએ 'ફતહ' (પારહ : ૨૬)ની આયત નંબર : ૨૯

લખીને તલના તેલથી ધોઈને જેના પર જિન, આસેબની અસર હોય તેના શરીર પર તે તેલ માલિશ કરો. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૦૮]

## ૪૮૬ જિન, આસેબનો દસમો અમલ

ઈમામ ગિઝાલી રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

કોઈ બુઝુર્ગની એક લોંડી (દાસી) રાત્રે પેશાબ કરવા બેઠી હતી ત્યાં આસેબ, જિનની અસરથી બેહોશ થઈ ગઈ. તે બુઝુર્ગે ઉઠીને નીચેના કલિમાત પઢયા તો તે તત્કાળ સારી થઈ ગઈ.

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

الٓمٓصٓ، طٰهٰ، طٰسٓمٓ، كٓهٰيٰعٓصٓ، يٰسٓ وَالۡقُرۡاٰنِ الۡحَكِيۡمِ، حٰمٓ عٓسٓقٓ، قٓ، نٓ وَالۡقَلَمِ وَمَا يَسۡطُرُوۡنَ ط

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૦૮]

## ૪૮૭ જિન, આસેબનો અગિયારમો અમલ

જેના પર આસેબની અસર હોય તેના પર મહાન ફકીહ અહમદ બિન મૂસા બિન અબી અજીલ રહમતુલ્લાહિ અલયહિ નીચેની આયત પઢયા કરતા હતા :

قُلْ اٰللّٰهُ اَذِنَ لَكُمْ اَمْ عَلَى اللّٰهِ تَفْتَرُوْنَ ﴿سورۂ یونس:۵۹﴾

**'કુલ્ આલ્લાહુ અજ઼િ–ન લકુમ્ અમ્ અલલ્લાહિ તફ–તરૂન.'** (સૂરએ 'યૂનુસ' : ૫૯)

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૦૮]

## ૪૮૮ જિન, આસેબનો બારમો અમલ

નીચેની આયતો પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ જિન અને આસેબની અસર દૂર થશે.

- સૂરએ 'યૂનુસ' (પારહ : ૧૧)ની આયત નંબર : ૫૯,
- સૂરએ 'રહમાન' (પારહ : ૨૭)ની આયત નંબર : ૩૩ અને ૩૫
- સૂરએ 'મુઅ્મિનૂન' (પારહ : ૧૮)ની આયત નંબર : ૧૦૮

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૦૪]

## ૪૮૯ જિન, આસેબનો તેરમો અમલ

ઈબ્ને કુતય્બિયહ રદિયલ્લાહુ તઆલા અન્હુથી મનકૂલ છે કે :

કોઈ માણસે તેમને આ બનાવ બયાન કર્યો કે :

હું ખજૂરના વેપાર માટે બસરા ગયો. ત્યાં ભાડેથી એક મકાન લીધું, જેમાં કરોડિયાએ જાળા બનાવેલા હતા. તેમાં એક જિન રહેતો હતો.

હું તેમાં રહેવા ગયો. જયારે રાત થઈ તો એક માણસ કાળા ચહેરાવાળો મારી પાસે આવ્યો. જેની આંખો આગની જવાળાની જેમ રોશન હતી. મેં 'આયતુલ્ કુર્સી' પઢવાનું શરૂ કર્યું.

તે પણ બરાબર પઢતો રહ્યો.

જયારે હું :

**'વ લા યઊદુહૂ હિફ્ઝુહુમા. વ હુ-વલ્ અલિય્યુલ્ અઝીમ.'**

પર પહોંચ્યો તો તે પઢી ન શકયો.

હું એ જ આયત વારંવાર સતત પઢતો રહ્યો.

હું આખી રાત આરામથી રહ્યો.સવારે ત્યાં તેની બળેલાની રાખ જોવામાં આવી. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૦૯]

## ૪૯૦ જિન, આસેબનો ચૌદમો અમલ

ઈબ્ને કુતયૂબિયહ રદિયલ્લાહુ તઆલા અન્હુથી મનકૂલ છે કે :

એક શખ્સ જિન અને આસેબની અસરના કારણે બેહોશ થઈ જતો હતો.

મેં સૂરએ 'અઅ્રાફ'ની આયત નં. : ૫૪ સંપૂર્ણ પઢી દમ કર્યો.

તે પછી કયારે પણ તેને અસર ન થઈ.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૦૯, ૧૧૦]

## ૪૯૧ જિન, આસેબનો પંદરમો અમલ

ઈમામ અવ્ઝાઈ રદિયલ્લાહુ તઆલા અન્હુથી મનકૂલ છે કે :

એક ભૂત મારી પાસે આવ્યો. હું ડરી ગયો અને :

'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ' પઢયો.

તે બોલ્યો કે :

"તેં મહાન (અલ્લાહ)ની પનાહ માંગી."

આ વાત કહીને તે ચાલ્યો ગયો.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૦]

## ૪૯૨ જિન, આસેબનો સોળમો અમલ

જિન, આસેબની અસરવાળા પર નીચેના કલિમાત પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ તત્કાળ સારો થઈ જશે.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ، الٓمّٓ ، الٓمّٓصٓ، طٰهٰ، طٰسٓ،
طٰسٓمّٓ ، كٓهٰيٰعٓصٓ ، يٰسٓ وَالْقُرْاٰنِ الْحَكِيْمِ ، حٰمٓ ،
حٰمٓ عٓسٓقٓ ، قٓ ، نٓ وَالْقَلَمِ وَمَا يَسْطُرُوْنَ ط

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૦]

## ૪૯૩ જિન, આસેબનો સત્તરમો અમલ

જે માણસ નીચેની આયતોને કાગળ પર લખી તા'વીઝ બનાવીને પહેરશે તે શયાતીન અને જિનથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

- 'આયતુલ્ કુર્સી'ના કલિમાત :

**'લા યઊદુહૂ હિફ્ઝુહુમા, વ હુ-વલ્ અલિય્યુલ્ અઝીમ',**

- સૂરએ 'યૂસુફ' આયત નંબર : ૬૪ ના કલિમાત :

**'ફલ્લાહુ ખય્રુન્ હાફિઝા. વ હુ-વ અરહમુર્રાહિમીન',**

- સૂરએ 'સાફ્ફાત' (પારહ : ૨૩)ની આયત નંબર : ૭,

- સૂરએ 'હિજ્ર' (પારહ : ૧૪)ની આયત નંબર : ૧૭,
- સૂરએ 'હા મી–મ સજદહ' આયત નંબર :૧૨ ના આ કલિમાત :

'વ હિફ્ઝા· ઝાલિ–ક તકદીરુલ્ અઝીઝિલ્ અલીમ',

- સૂરએ 'તારિક' (પારહ : ૩૦)ની આયત નંબર : ૪,
- સૂરએ 'બુરૂજ' (પારહ : ૩૦)ની આયત નંબર : ૧૨ થી ૨૨

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૧]

## ૪૯૪ જિન, આસેબનો અઢારમો અમલ

જે જગ્યાએ જિન, ભૂત વગેરેની બીક હોય ત્યાં ઈશાની નમાઝ પછી ૭ (સાત) વખત 'આયતુલ્ કુર્સી'ની આયત નંબર : ૨૫૫ પઢે અને બન્ને હાથો પર દમ કરી ૩ (ત્રણ) વખત તાળી વગાડે. ઈન્શા અલ્લાહ જિન, ભૂત ભાગી જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૦]

## ૪૯૫ જિન, આસેબનો ઓગણીસમો અમલ

જે માણસને જિનની અસર હોય તેના પર :

(૧) સૂરએ 'યૂસુફ'ની આયત નંબર : ૪
(૨) સૂરએ 'રહમાન'ની આયત નંબર : ૩૩

પઢી દમ કરે અને પાણી પર દમ કરી પિવડાવે.

ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૨]

## ૪૯૬ જિન, આસેબનો વીસમો અમલ

સૂરએ 'જિન'ની આયત નંબર : ૧ થી ૬ પઢીને બીમાર પર દમ કરો અને આ જ આયતો પઢીને પાણી પર દમ કરીને બીમાર માણસના ચહેરા પર છાંટી દો અને તેને પિવડાવો. ઈન્શા અલ્લાહુ

તઆલા જિનની અસર દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૫૨]

## ૪૯૭ જિન, આસેબનો એકવીસમો અમલ

જો કોઈ મકાનમાં જિનની અસર હોય અને રહેનારને ભય હોય તો ૧૦૦ (એક સો) વખત સૂરએ 'તારિક'ની આયત નંબર : ૧૫ થી ૧૭ પઢે. ઈન્શા અલ્લાહ જિન ચાલી જશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૭૮]

## ૪૯૮ જિન, આસેબનો બાવીસમો અમલ

જિન, આસેબ વગેરેને દૂર કરવા માટે સૂરએ 'હજ'ની આયત નંબર : ૧ પઢી પાણી પર દમ કરી મોંઢા પર પાણીના છાંટા મારો અથવા આયત પઢી કાનમાં દમ કરો. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૨૭ / પાનું : ૯૫]

## ૪૯૯ જિન્નાત, ઈન્સાન અને દરેક ચીઝની બુરાઈથી અને શરારતથી હિફાઝત માટે પહેલો અમલ

હઝરત અનસ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : જયારે કોઈ બંદો બિસ્તર પર સૂતી વખતે 'બિસ્મિલ્લાહ' કહે છે અને પછી સૂરએ 'ફાતિહા' પઢે છે, તો તે જિન્નાત અને ઈન્સાન, બલ્કે દરેક ચીઝની બુરાઈ અને શરારતથી મહફૂઝ થઈ જાય છે." ('મજમઉઝ્ ઝવાઈદ' : ૧ / ૧૨૧)

[આધારગ્રંથ : ૩૮ / બયાને મુસ્તફા (સલ.) જુલાઈ–૨૦૧૪ પાનું : ૭૮]

## ૫૦૦ જિન્નાત, ઈન્સાન અને દરેક ચીઝની બુરાઈથી અને શરારતથી હિફાઝત માટે બીજો અમલ

હઝરત અબ્દુલ્લાહ બિન બુસ્રૂર રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે :

હું 'હિમ્સ'થી સફર કરીને રાત્રે એક ખાસ જગ્યાએ પહોંચ્યો તો ત્યાંના જિન્નાતોએ મને ઘેરી લીધો. મેં સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૫૪ પઢી.

તે જિન્નાતોએ એક બીજાને કહ્યું :

"હવે સવાર સુધી એનું રક્ષણ (હિફાઝત) કરો !"

સવારે હું સવારી પર સવાર થઈને ત્યાંથી ચાલ્યો ગયો.

('હયાતુસ્સહાબા' : ૩ / ૩૨૬) [આધારગ્રંથ : ૩૧ / પાનું : ૨૮]

## ૫૦૧ જિન્નાત, ઈન્સાન અને દરેક ચીઝની બુરાઈથી અને શરારતથી હિફાઝત માટે ત્રીજો અમલ

હઝરત શઅબી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ તઆલા અન્હુએ ફરમાવ્યું :

જે ઘરમાં રાતે સૂરએ 'બ–ક–રહ'ની આ ૧૦ (દસ) આયતો : (નંબર : ૧, ૨, ૩, ૪, ૨૫૫, ૨૫૬, ૨૫૭, ૨૮૪, ૨૮૫, ૨૮૬) પઢાશે તે ઘરમાં સવાર સુધી કોઈ શયતાન દાખલ થશે નહિ.

[આધારગ્રંથ : ૩૧ / પાનું : ૩૮]

## ૫૦૨ જિન્નાત, ઈન્સાન અને દરેક ચીઝની બુરાઈથી અને શરારતથી હિફાઝત માટે ચોથો અમલ

- હઝરત અબ્દુર્રહમાન બિન અવ્ફ રદિયલ્લાહુ તઆલા અન્હુ ઘરમાં દાખલ થતા જ (ઘરની હિફાઝત માટે) ઘરના ચારે ખૂણાઓમાં 'આયતુલ્ કુર્સી' પઢીને દમ કરતા હતા.

- જે ઘરમાં સૂરએ 'બ–ક–રહ' પઢવામાં આવે છે તે ઘરમાં શયતાન પગ મૂકતો નથી. [આધારગ્રંથ : ૩૧ / પાનું : ૬]

## ૫૦૩ જિન્નાત, ઈન્સાન અને દરેક ચીઝની બુરાઈથી અને શરારતથી હિફાઝત માટે પાંચમો અમલ

સૂતાં પહેલાં ૨૧ (એકવીસ) વખત 'બિસ્મિલ્લાહ' સંપૂર્ણ પઢો. ઈન્શા અલ્લાહ ચોરી, શયતાની અસરો અને અચાનક મોતથી મહફૂઝ રહેશો. [આધારગ્રંથ : ૨૯ / પાનું : ૧૧૩]

## ☐ શયતાન

## ૫૦૪ દિલમાંથી બુરા ખ્યાલો અને શયતાની વસવસાઓ દૂર કરવાનો પહેલો અમલ

દિલમાં શયતાની વસવસાઓ અને બુરા ખ્યાલો દૂર કરવા માટે નીચેની આયતોને વધુ પ્રમાણમાં પઢો :

**'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.**
**રબ્બિ અઊઝુ બિ–ક મિન્ હ–મ–ઝાતિશ્શયાતીન.**
**વ અઊઝુ બિ–ક રબ્બિ અંય્ યહ્ઝુરૂન.'**

(સૂરએ 'મુઅ્મિનૂન' : ૯૭, ૯૮)

[આધારગ્રંથ : ૫, ૧૧ / પાના નંબર : અનુક્રમે : ૯, ૧૦]

## ૫૦૫ દિલમાંથી બુરા ખ્યાલો અને શયતાની વસવસાઓ દૂર કરવાનો બીજો અમલ

જેને વસવસાઓ અને ભય તથા બુરા ખ્યાલો અને દિલની ધડકને મજબૂર કરી દીધો હોય તે સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર :

૨૦૦ અને ૨૦૧ને જુમ્અહના દિવસે સૂર્ય નીકળવાના સમયે ગુલાબ અને ઝા'ફરાન (કેસર)થી ૭ (સાત) કાગળ પર લખીને દરરોજ એક કાગળ ગળી જાય અને તેના પર એક ઘૂંટ પાણી પી લે. ઈન્શા અલ્લાહુ તઆલા તમામ તકલીફો દૂર થઈ જશે

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૦૦, ૨૦]

## ૫૦૬ દિલમાંથી બુરા ખ્યાલો અને શયતાની વસવસાઓ દૂર કરવાનો ત્રીજો અમલ

દરેક સમયે ઊંધા–સીધા ખ્યાલો અને વસવસાઓ આવતા હોય, જેનાથી દિમાગ આમ–તેમ ફરતું રહેતું હોય અને કોઈ કામમાં દિલ લાગતું ન હોય તો નીચેની આયતે કરીમા વધુ પ્રમાણમાં પઢે, ઈન્શા અલ્લાહ બુરા ખ્યાલો નષ્ટ થઈ જશે અને સુકૂન મળશે.

اَلَا بِذِكْرِ اللّٰهِ تَطْمَئِنُّ الْقُلُوْبُ ؏ (سورۂ رعد:۲۸)

**'અ લા બિ ઝિક્રિલ્લાહિ તત્મઈન્નુલ્ કુલૂબ.'**

[આધારગ્રંથ : ૧૫ / સદાએ હીરા, જાન્યુઆરી–૨૦૧૪, પાનું : ૧૭]

## ૫૦૭ દિલમાંથી બુરા ખ્યાલો અને શયતાની વસવસાઓ દૂર કરવાનો ચોથો અમલ

**'અઊઝુ બિલ્લાહિ મિનશ્શય્તાનિર્રજીમ'.**

૩ (ત્રણ) વખત પઢીને ડાબી તરફ ત્રણ વખત થૂં થૂં કરી દે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૧૭ / પાનું : ૧૨૮]

## ૫૦૮ દિલમાંથી બુરા ખ્યાલો અને શયતાની વસવસાઓ દૂર કરવાનો પાંચમો અમલ

હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે :

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા :

“તમારા દિલમાં વસવસા આવે ત્યારે આ આયત પઢો :

**‘હુ–વલ્ અવ્વલુ વલ્ આખિરુ વઝ્ઝાહિરુ વલ્ બાતિન. વ હુ–વ બિ કુલ્લિ શયઈન્ અલીમ.’** (સૂરએ ‘હદીદ’ : ૩)

[આધારગ્રંથ : ૨૩ / પાનું : ૬]

## ૫૦૯ શયતાનને ભગાવવા માટે અમલ

● હઝરત અબૂ ઉમામહ અને હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુમ અજમઈનથી મરફૂઅન્ નકલ થયેલ છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું :

“જે માણસ દરેક ફર્ઝ નમાઝ પછી ‘આયતુલ્ કુર્સી ’ (સૂરએ ‘બ–ક–રહ’ આયત નંબર : ૨૫૫) પઢશે તેને (હિજાબ) મૌતના સિવાય જન્નતમાં દાખલ થવાથી બીજી કોઈ વસ્તુ રોકનારી ન હશે.”

[‘નસાઈ’, ‘ઈબ્ને હિબ્બાન’, ‘દારે કુત્ની’, ‘બયહકી’]

● એક રિવાયતમાં આવ્યું છે કે :

જે માણસ સૂતી વખતે ‘આયતુલ્ કુર્સી ’પઢશે, અલ્લાહ તઆલા તેના ઘરને અને તેના પડોશીના ઘરને ઉપરાંત આજુબાજુના અન્ય ઘરવાળાઓને પોતાની પનાહમાં રાખશે.

[આધારગ્રંથ : ૧૭ / પાનું : ૧૮૯]

## ૫૧૦ શયતાન ઘરમાં દાખલ ન થાય તે માટે અમલ

અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે :

“જે ઘરમાં સૂરએ ‘બ–ક–રહ’ની તિલાવત થતી રહે છે તે

ઘરમાં શયતાન પ્રવેશતો નથી.'' ('મુસ્લિમ શરીફ')

[આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૦]

## ૫૧૧ ઊંઘમાં શયતાનથી હિફાઝત માટે અમલ

'બુખારી શરીફ'ની હદીસ શરીફ છે કે :

''જયારે તમે સૂવા માટે બિસ્તર પર જાઓ ત્યારે 'આયતુલ્ કુર્સી' પઢી લો. અલ્લાહ પાક તમને શયતાનથી સુરક્ષિત રાખશે.''

[આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૧]

## ૫૧૨ શયતાનના ફિત્નાથી હિફાઝત માટે અમલ

જે માણસ 'આયતુલ્ કુર્સી'ને દરેક નમાઝ પછી એક વખત પઢે, ઈન્શા અલ્લાહુ તઆલા તેની પાસે શયતાન આવશે નહિ. કારણ કે તેણે ઈકરાર કર્યો છે કે જે માણસ 'આયતુલ્ કુર્સી' પઢે છે તેની પાસે હું જતો નથી.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૯૫]

## ૫૧૩ શયતાન અને કિયામતના અઝાબથી હિફાઝત માટે અમલ

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

''જો કોઈ સૂરએ 'અન્આમ'ની આયત નંબર : ૧, ૨, ૩ ને સવારે પઢે તો અલ્લાહ તઆલા ૭૦ (સિત્તેર) હજાર ફરિશ્તાઓ તેની હિફાઝતના માટે મુકર્રર (નક્કી) ફરમાવે છે. એક ફરિશ્તાના હાથમાં હથોડો હોય છે, જો શયતાન તેના દિલમાં કોઈ બૂરો ખ્યાલ નાંખવા ચાહે છે તો તે ફરિશ્તો તેને હથોડાથી મારે છે.''

આ આયતોને પઢનારા પર અલ્લાહ તઆલા કિયામતમાં કોઈ

અઝાબ નાંખશે નહિ. ('રૂહુલ્ બયાન' : ૩૦)

[આધાર ગ્રંથ : ૧૪ / પાનું : ૫૨]

## ☐ દજ્જાલ

### ૫૧૪ દજ્જાલના અને બીજા દરેક ફિત્નાથી હિફાઝત માટે અમલ

- 'મુસ્નદે અહમદ'માં છે કે :
  'જે માણસે સૂરએ 'ક—હ—ફ'ની શરૂઆતની ૧૦ (દસ) આયતો હિફ્ઝ (યાદ) કરી લીધી, તે દજ્જાલના ફિત્નાથી બચાવી લેવામાં આવ્યો.'
- 'મુસ્લિમ શરીફ'માં (સૂરએ 'ક—હ—ફ'ની) અંતિમ ૧૦ (દસ) આયતોનો ઝિક્ર (ઉલ્લેખ) છે.
- 'નસાઈ શરીફ'માં કોઈ પણ ૧૦ (દસ) આયતોનું બયાન આવ્યું છે.
- હાફિઝ ઝિયાઅ મક્દસી (રહ.)ની કિતાબ 'અલ્ મુખ્તારહ'માં છે કે :
  'જે માણસ જુમ્અહના દિવસે સૂરએ 'ક—હ—ફ'ની તિલાવત કરશે, તે ૮ (આઠ) દિવસ દરેક પ્રકારના ફિત્નાઓથી સુરક્ષિત રહેશે. અહીંયા સુધી કે જો દજ્જાલ પણ તે સમયમાં નીકળે તો તેના ફિત્નાઓથી પણ બચાવી લેવામાં આવશે.' ['ઈબ્ને કષીર']

[આધારગ્રંથ : ૧૭ / પાનું : ૧૮૫]

## ☐ બુરી નઝર

### ૫૧૫ કોઈને લાગેલી બુરી નઝરથી શિફાનો પહેલો અમલ

સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૩૧, ૩૨, ૩૩ ને ઝા'ફરાન (કેસર)થી કાગળ પર લખીને પાણીથી ધોઈને એ પાણીને ખોરાકમાં મેળવીને ખાવાથી બુરી નઝરથી, જાદૂથી અને ઝેરથી સુરક્ષિત રહેશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાનું નંબર : અનુક્રમે : ૧૧૧, ૧૦૭]

## ૫૧૬ કોઈને લાગેલી બુરી નઝરથી શિફાનો બીજો અમલ

સૂરએ 'કલમ'ની આયત નંબર : ૫૧ અને ૫૨ ને કાગળ પર લખીને પાણીથી ધોઈને પીવાથી અને કાગળ પર લખી તા'વીઝ બનાવીને પહેરવાથી ઈન્શા અલ્લાહ બુરી નઝરની અસર દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૮]

## ૫૧૭ કોઈને લાગેલી બુરી નઝરથી શિફાનો ત્રીજો અમલ

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૭૦ ને ૭ (સાત) વખત પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ બુરી નઝરની અસર દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૧૪ / પાનું : ૧૭]

## ૫૧૮ કોઈને લાગેલી બુરી નઝરથી શિફાનો ચોથો અમલ

'બિસ્મિલ્લાહ શરીફ' પઢવા પછી સૂરએ 'કવસર' ('ઈન્ના અઅ્તય્ના') સંપૂર્ણ પઢીને બાળકના મોંઢા પર ફૂંક મારો. ઈન્શા અલ્લાહ બુરી નઝરની અસર દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૩૭]

## ૫૧૯ કોઈને લાગેલી બુરી નઝરથી શિફાનો પાંચમો અમલ

- સૂરએ 'ફલક' ('કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક') અને
- સૂરએ 'નાસ' ('કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ')

આ બન્ને સૂરતો 'બિસ્મિલ્લાહ' સહિત સંપૂર્ણ ૩ (ત્રણ) વખત પઢીને બીમાર પર દમ કરે અને નીચેની દુઆ કાગળ પર લખીને

તા'વીઝ બનાવીને ગળામાં લટકાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ مِنْ شَرِّ كُلِّ شَيْطَانٍ وَّهَامَّةٍ وَّعَيْنٍ لَّامَّةٍ ع

[આધારગ્રંથ : ૧૬ / પાનું : ૨૮૨, ૨૮૩]

## ૫૨૦ કોઈને લાગેલી બુરી નઝરથી શિફાનો છઠ્ઠો અમલ

સૂરએ 'કલમ'ની આયત નંબર : ૫૧, ૫૨ ને ૧૧ (અગિયાર) વખત પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ બુરી નઝર દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૩, ૧૧ / પાના નંબર : અનુક્રમે : ૫૫, ૧૧૦]

## ૫૨૧ કોઈને લાગેલી બુરી નઝરથી શિફાનો સાતમો અમલ

સૂરએ 'ફલક' ('કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક') કાગળ પર લખી પાણીથી ધોઈને બાળકને પિવડાવે. ઈન્શા અલ્લાહ બુરી નઝરની અસર દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૪૫]

## ૫૨૨ બુરી નઝર ન લાગે તે માટે પહેલો અમલ

જુમ્અહની રાતે ઈશાની નમાઝ બા'દ સૂરએ 'માઈદહ' (પારહ : ૬) આયત નંબર : ૭, ૮ કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બાંધવાથી ઈન્શા અલ્લાહ બુરી નઝરથી સુરક્ષિત રહેશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૭]

## ૫૨૩ બુરી નઝર ન લાગે તે માટે બીજો અમલ

સૂરએ 'યા સી—ન' (શરીફ) (પારહ : ૨૨)ને કાગળ પર લખી

પોતાની પાસે રાખવાથી ઈન્શા અલ્લાહ બુરી નઝરથી હિફાઝત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૯]

### પર૪ બુરી નઝર ન લાગે તે માટે ત્રીજો અમલ

સૂરએ 'આદિયાત' (પારહ : ૩૦) વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ બુરી નઝર લાગશે નહિ. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૮૧]

## ચોથો વિભાગ

## હિંસક પશુઓ, ઝેરી જાનવરો અને ત્રાસદાયક જીવ-જંતુઓ

☐ **કૂતરા**

### પરપ કૂતરું કરડે તેનાથી શિફા માટે પહેલો અમલ

સૂરએ 'માઈદહ'ની આયત નંબર : ૪ ને ૧૧ (અગિયાર) વખત પઢીને પાણી પર દમ કરીને દરરોજ ૩ (ત્રણ) વખત પિવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૦૨]

### પર૬ કૂતરું કરડે તેનાથી શિફા માટે બીજો અમલ

જો કોઈને હડકાયેલું કૂતરુ અથવા ગીધ કરડે તો પાક જગ્યાએથી માટી લઈને શરૂઆતમાં અને અંતમાં દુરૂદ શરીફ પઢીને સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૧૯૨ ને ૨૧ (એકવીસ) વખત પઢીને દમ કરે. તે પછી એ માટીને ઝખમ પર લગાવી દે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૪૯]

## પર૭ કૂતરું કરડે તેનાથી શિફા માટે ત્રીજો અમલ

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી, અજમેરી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

જો કોઈને હડકાયલું કૂતરું કરડયું હોય તો સૂરએ 'તારિક' (પારહ : ૩૦)ની આયત નંબર : ૧૫ થી ૧૭ ને રોટલીના ટુકડા પર લખી ખવડાવે. એ પ્રમાણે ૪૦ (ચાલીસ) દિવસ સુધી દરરોજ એક ટુકડો ખવડાવે. ઈન્શા અલ્લાહ શિફા થશે.

[આધારગ્રંથ : ૮, ૨૭ / પાનું નંબર : અનુક્રમે : ૯૪, ૨૭]

## પર૮ કૂતરાના હુમલાથી હિફાઝત માટે અમલ

وَكَلْبُهُمْ بَاسِطٌ ذِرَاعَيْهِ بِالْوَصِيْدِ ط (سورۂ کہف:۱۸)

**'વ કલ્બુહુમ્ બાસિતુન્ ઝિરાઅચ્હિ બિલ્ વસીદ.'**

જો કોઈના પર કૂતરો હુમલો કરે તો ૧૧ (અગિયાર) વખત ઉપરોકત આયત પઢી લે. ઈન્શા અલ્લાહ તેની બુરાઈથી સુરક્ષિત રહેશે.

[આધારગ્રંથ : ૫, ૧૧, ૨૪ / પાના નં. : અનુક્રમે : ૨૫, ૧૫૬, ૧૧૬]

## ☐ ઝેરી જાનવરો

## પર૯ સાપ કરડે તેના ઝેરથી શિફા માટે પહેલો અમલ

'બુખારી શરીફ'માં હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :

અમે એક વખત સફરમાં હતા. એક જગાએ પડાવ નાંખ્યો. ત્યાં એક છોકરી આવીને કહેવા લાગી કે :

અમારા કબીલાના સરદારને સાપ કરડયો છે. તમારામાંથી કોઈ ઝાડઝપટ કરનાર હોય તો મારી સાથે આવો.

અમારામાંથી એક ભાઈ તેની સાથે ગયા અને સૂરએ ફાતિહા'થી તે સરદારનો ઈલાજ કર્યો. (એટલે કે આ મુકદસ સૂરહ પઢીને દમ કર્યો) તો તે સાજો–તંદુરસ્ત થઈ ગયો.

આ વાત હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી પહોંચી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો :

"અરે ! એ ભાઈને કોણે શીખવ્યું કે આ સૂરહ તો મંતર છે !"

[આધારગ્રંથ : ૧૭, ૨૩ / પાના નંબર : અનુક્રમે : ૧૭૪, ૧૧]

## ૫૩૦ સાપ કરડે તેના ઝેરથી શિફા માટે બીજો અમલ

نُوْدِیَ اَنْۢ بُوْرِکَ مَنْ فِی النَّارِ وَمَنْ حَوْلَهَا ط
وَسُبْحٰنَ اللّٰهِ رَبِّ الْعٰلَمِیْنَ ط (سورۂ نمل:۸)

**'નૂદિ–ય અમ્ બૂરિ–ક મન્ ફિન્નારિ વ મન્ હવ્–લહા. વ સુબ્હા–નલ્લાહિ રબ્બિલ્ આલમીન.'**(સૂરએ 'નમ્લ' : ૮)

જેને સાપ કરડયો હોય તે જો તત્કાળ ઉપરોકત આયતને પઢે તો ઈન્શા અલ્લાહ સાપનું ઝેર અસર કરશે નહિ.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૧૩]

## ૫૩૧ સાપ કરડે તેના ઝેરથી શિફા માટે ત્રીજો અમલ

وَاِذَا بَطَشْتُمْ بَطَشْتُمْ جَبَّارِیْنَ ج (سورۂ شعراء:۱۳۰)

**'વ ઈઝા બતશ્તુમ્ બતશ્તુમ જબ્બારીન.'**

કોઈને ઝેરીલુ જાનવર (સાપ, વીંછી વગેરે) કરડયું હોય તો ડંખની જગ્યાની આસપાસ આંગળી ફેરવતા ફેરવતા એક શ્વાસમાં ૭ (સાત) વખત ઉપરોક્ત આયત પઢીને દમ કરે. (ઈ. અ.) શિફા થશે. [આધારગ્રંથ : ૩, ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૫૦, ૧૫૬, ૧૧૩]

**૫૩૨ સાપ કરડે તેના ઝેરથી શિફા માટે ચોથો અમલ**

સાપ કે વીંછીએ ડંખ માર્યો હોય તો સૂરએ '**ફાતિહા**' પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ શિફા થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૨૪]

**૫૩૩ સાપ કે વીંછીના ઝેરથી શિફા માટે પાંચમો અમલ**

સાપ અથવા વીંછીના ડંખ મારવા પછી તત્કાળ સૂરએ 'નમ્લ'ની આયત નંબર : ૮ ને પઢે. ઈન્શા અલ્લાહ શિફા થશે.
[આધારગ્રંથ : ૫ / પાનું : ૨૪]

**૫૩૪ સાપ કરડે તેના ઝેરથી શિફા માટે છઠ્ઠો અમલ**

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا
لِلْمُتَّقِيْنَ اِمَامًا ع (سورۂ فرقان:۷۴)

**'રબ્બના હબ્ લના મિન્ અઝ્વાજિના વ ઝુર્રિય્યાતિના કુર્રત અઅ્યુનિંવ્ વજ્અલ્ના લિલ્ મુત્તકી-ન ઈમામા.'**

શરીરમાં જયાં ઝેરી જાનવર કરડે ત્યાં આંગળી ફેરવતા ઉપરોક્ત આયત એક જ શ્વાસમાં ૭ (સાત) વખત પઢીને કાનમાં દમ કરી દો અથવા પાણી પર દમ કરીને તે પાણીના છાંટા મોંઢા પર મારો. ઈન્શા અલ્લાહ ઝેરની અસર દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૮ / પાનું : ૮૯]

## ૫૩૫ સાપ કરડે તેના ઝેરથી શિફા માટે સાતમો અમલ

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂથી નકલ થયેલ છે કે :

નબીએ પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વીંછીએ નમાઝની હાલતમાં ડંખ માર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પાણી અને મીઠું મંગાવ્યું અને ડંખની જગ્યા પર હાથ ફેરવતા ફેરવતા :

● સૂરએ 'કાફિરૂન', ● સૂરએ 'ફલક' અને ● સૂરએ 'નાસ'ને

પઢવા લાગ્યા.

[આધારગ્રંથ : ૧૬, ૧૭ / પાના નંબર : અનુક્રમે : ૨૮૭, ૧૪૮]

## ૫૩૬ સાપ કે વીંછીના ઝેરથી શિફા માટે આઠમો અમલ

જેને સાપ અથવા વીંછી કરડયો હોય તેના પર સૂરએ 'ઈન્શિકાક' સંપૂર્ણ પઢીને દમ કરવાથી તેને ઈન્શા અલ્લાહ સુકૂન મળશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૫૮, ૧૧૬]

☐ **વીંછી**

## ૫૩૭ વીંછીના ડંખના ઝેરથી શિફા માટે પહેલો અમલ

કોઈ માણસને વીંછી ડંખ મારે તો સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') 'અન્ક–ઝ ઝહ–ર–ક' વગર પઢી જયાં ડંખ માર્યો હોય ત્યાં દમ કરે. પછી જયાં જયાં દુઃખાવો ખસતો જાય ત્યાં પઢીને દમ કરે. (ઈ. અ.) વીંછીના ડંખના ઝેરથી શિફા મળશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૪૦]

## ૫૩૮ વીંછીના ડંખના ઝેરથી શિફા માટે બીજો અમલ

જે માણસને વીંછીએ ડંખ માર્યો હોય, તે જો તત્કાળ અમલ નં. :

૫૩૦ માં લખેલી સૂરએ 'નમ્લ'ની આયત નંબર : ૮ ને પઢે તો (ઈ.અ.) વીંછીનું ઝેર અસર કરશે નહિ. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૧૫]

## ‼ ઝેરી અને મૂઝી જાનવરોથી હિફાઝત

### ૫૩૯ ઝેરી કે મૂઝી જાનવરથી હિફાઝતનો પહેલો અમલ

صُمٌّۢ بُكۡمٌ عُمۡىٌ فَهُمۡ لَا يَرۡجِعُوۡنَ ۙ (سورۂ بقرہ:۱۸)

**'સુમ્મુમ્ બુક્મુન્ ઉમ્યુન્ ફ હુમ્ લા યરજિઊન.'**

જો રસ્તામાં કોઈ મૂઝી જાનવર કે દુશ્મનની બીક હોય તો ઉપરોક્ત આયતને ૭ (સાત) વખત પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ મૂઝી જાનવરની બીક દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૬૩]

### ૫૪૦ ઝેરી કે મૂઝી જાનવરથી હિફાઝતનો બીજો અમલ

જે માણસ સવારે અને સાંજે સૂરએ 'ઈબ્રાહીમ' (પારહ : ૧૩)ની આયત નંબર : ૧૨ ત્રણ વખત પઢે તે ઈન્શા અલ્લાહ ઝેરી કે મૂઝી જાનવરોથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૯]

### ૫૪૧ ઝેરી કે મૂઝી જાનવરથી હિફાઝતનો ત્રીજો અમલ

જો કોઈ મૂઝી જાનવરની બીક હોય તો સૂરએ 'શૂરા'ની આયત નંબર : ૧૫ ને પઢીને તેની તરફ દમ કરે. ઈન્શા અલ્લાહ કોઈ પણ પ્રકારની કોઈ તકલીફ પહોંચશે નહિ.
[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૧૨ અને ૧૭૨, ૧૧૦]

### ૫૪૨ ઝેરી કે મૂઝી જાનવરથી હિફાઝતનો ચોથો અમલ

સવાર–સાંજ સૂરએ 'સાફ્ફાત'ની આયત નંબર : ૭૯, ૮૦, ૮૧ પઢવાથી ઈન્શા અલ્લાહ ઝેરીલા જાનવરથી હિફાઝત થશે.

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૨૪, ૧૧૦]

**૫૪૩ ઝેરી કે મૂઝી જાનવરથી હિફાઝતનો પાંચમો અમલ**

સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૫૪, ૫૫, ૫૬ ને ઝા'ફરાન (કેસર) અને ગુલાબના પાણીથી કાગળ પર લખી તા'વીઝ બનાવી બાંધવાથી ઈન્શા અલ્લાહ મૂઝી જાનવરથી સુરક્ષિત રહેશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૭૦, ૧૧૦]

**૫૪૪ ઝેરી કે મૂઝી જાનવરથી હિફાઝતનો છઠ્ઠો અમલ**

સૂરએ 'ફુરકાન'ને ૩ (ત્રણ) વખત કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બાંધી લે તો ઈન્શા અલ્લાહ મૂઝી જાનવરથી હિફાઝત થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૫૮, ૧૧૧]

**૫૪૫ ઝેરી કે મૂઝી જાનવરથી હિફાઝતનો સાતમો અમલ**

જેને કોઈ ઈજા આપનાર જાનવરનો અથવા ઝાલિમ માણસનો ભય હોય તે માણસ સૂરએ 'હૂદ'ની આયત નંબર : ૫૬, ૫૭ ને પુષ્કળ પ્રમાણમાં પઢતો રહે. જયારે બિસ્તર પર સૂએ, જયારે જાગે, સવારના સમયે, સાંજના સમયે ઉપરોકત આયતોને પઢતો રહે, તો ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૫૭]

**૫૪૬ ઝેરી કે મૂઝી જાનવરથી હિફાઝતનો આઠમો અમલ**

જે માણસ સૂરએ 'નમ્લ'ને કાગળ પર લખીને પેટીમાં મૂકી દે તો તેના ઘરમાં સાપ, વીંછી અને હિંસક પશુ તેમજ કોઈ ઈજા આપનાર

જાનવર (ઈ. અ.) આવશે નહી. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૫૮]

**૫૪૭ ઝેરી કે મૂઝી જાનવરથી હિફાઝતનો નવમો અમલ**

સૂરએ 'ઈખ્લાસ'ને કાગળ પર લખીને પોતાની પાસે રાખે તો કોઈ ઈન્સાન અથવા જિન્નાત તેમજ ઈજા આપનાર તેની પાસે ઈન્શા અલ્લાહ આવશે નહિ. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૫૮]

## ☐ ઊધઈ

**૫૪૮ ઊધઈથી હિફાઝત માટે અમલ**

કોઈ સંગ્રહ કરેલી વસ્તુ પર સૂરએ 'તતફીફ' (પારહ : ૩૦) સંપૂર્ણ પઢે તો ઈન્શા અલ્લાહ ઊધઈ વગેરેથી સુરક્ષિત રહેશે.
[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૭૨]

## ☐ કીડી

**૫૪૯ કીડીથી હિફાઝત માટે અમલ**

જો કીડી વધારે હોય તો નીચેની આયતને કાગળ પર લખીને કીડીના દરમાં મૂકવાથી ઈન્શા અલ્લાહ તમામ કીડીઓ પોતાના દરમાં પાછી ચાલી જશે :

يٰٓاَيُّهَا النَّمْلُ ادْخُلُوْا مَسٰكِنَكُمْ ج لَا يَحْطِمَنَّكُمْ
سُلَيْمٰنُ وَجُنُوْدُهٗ لا وَهُمْ لَا يَشْعُرُوْنَ ع (سورۂ نمل:۱۸)

[આધારગ્રંથ : ૭, ૧૧, ૨૪ / પાના : અનુક્રમે : ૧૩૩, ૧૫૪ અને ૧૬૭, ૫૨]

## ☐ મચ્છર

### ૫૫૦ મચ્છરથી હિફાઝત માટે પહેલો અમલ

મચ્છર વધારે હોય તો સૂરએ 'ઈબ્રાહીમ'ની આયત નંબર : ૧૨ ને ૭ (સાત) વખત પઢી પાણી પર દમ કરી પલંગના ચારે બાજુ છાંટી દે તો ઈન્શા અલ્લાહ મચ્છર પરેશાન કરશે નહિ.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૫૫, ૫૦]

### ૫૫૧ મચ્છરથી હિફાઝત માટે બીજો અમલ

સૂરએ 'અન્આમ'ની આયત નંબર : ૪૪, ૪૫ ને તાંબાના તશ્ત (અથવા ચીનીની પ્લેટ) પર પાણીથી લખીને તેને ધોઈને તે પાણી આખા ઘરમાં છાંટે. ઈન્શા અલ્લાહ બધાં મચ્છરો ભાગી જશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૫૫, ૫૧]

## ☐ અનાજના જંતુઓ

### ૫૫૨ અનાજના જંતુઓથી હિફાઝત માટે પહેલો અમલ

સૂરએ 'તતફીફ' ('વય્લુલ્ લિલ્ મુતફિફ્ફીન') સંપૂર્ણ સૂરહ પઢીને અનાજ વગેરે પર દમ કરવામાં આવે તો તે અનાજ ઈન્શા અલ્લાહ જંતુઓથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૫૦]

### ૫૫૩ અનાજના જંતુઓથી હિફાઝત માટે બીજો અમલ

સૂરએ 'મુજાદલહ' (પારહ : ૨૮) સંપૂર્ણ કાગળ પર લખીને અનાજમાં મૂકી દેવામાં આવે તો ઈન્શા અલ્લાહ તે અનાજને જંતુ વગેરે નુકસાન પહોંચાડશે નહિ.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૨૯, ૫૦]

## પાંચમો વિભાગ

## આફત, બલા, મુસીબત, પરેશાની, રંજ, ગમ, ખૌફ

### ☐ દરેક ચીઝથી હિફાઝત માટે

### ૫૫૪ મોત સિવાય દરેક ચીઝથી હિફાઝત માટે અમલ

'મુસ્નદે બઝ્ઝાર'માં હદીસ શરીફ છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"જો તમે બિસ્તર પર સૂતી વખતે સૂરએ 'ફાતિહા' અને સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ–વલ્લાહ') પઢી તો મોત સિવાય દરેક ચીઝથી હિફાઝતમાં રહેશો." ('તફસીર ઈબ્ને કસીર' : ૧ / ૩૨)

[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૫૫]

### ૫૫૫ દરેક આફત, મુસીબત, પરેશાનીથી હિફાઝત માટે અમલ

નીચેની બે આયતો ખૌફ અને ડર તથા આફત અને મુસીબતના માટે અત્યંત અનુભવસિદ્ધ છે.

- સૂરએ 'ફત્હ' (પારહ : ૨૬)ની આયત નંબર : ૨૯
- સૂરએ 'આલિ ઈમરાન' (પારહ : ૪)ની આયત નંબર : ૧૫૪

આ બન્ને આયતોને કાગળ પર લખીને પોતાની પાસે રાખનાર દરેક પ્રકારની મુસીબતોથી બચેલો રહેશે. અને દુશ્મનોની તકલીફ પહોંચાડવાથી તથા ઝાહિરી અને બાતિની તમામ બીમારીઓથી ઈન્શા

અલ્લાહ સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૫૫]

## ૫૫૬ દરેક બુરાઈ અને ફિતનાથી હિફાઝત માટે પહેલો અમલ

- શરૂઆતમાં અને અંતમાં ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ પઢો.
- સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નં. : ૧૭૩ ને નીચે લખેલી ગણતરી અનુસાર પઢો. ઈન્શા અલ્લાહ મકસદમાં કામિયાબી થશે.

(૧) આફત અને ફિતનાથી હિફાઝત માટે ૩૪૧ વખત,
(૨) રોઝીમાં વિશાળતા અને કર્ઝની અદાયગી માટે ૩૦૮ વખત,
(૩) ખાસ કામની પરિપૂર્ણતા માટે ૧૧૧ વખત,
(૪) તકલીફ અને પરેશાનીથી છૂટકારા માટે ૧૪૦ વખત

[આધારગ્રંથ : ૩૦, ૩૩ / પાના નંબર : અનુક્રમે : ૮૧, ૧૧૬]

## ૫૫૭ દરેક બુરાઈ અને ફિતનાથી હિફાઝત માટે બીજો અમલ

એક સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન ખુબૈબ રદિયલ્લાહુ તઆલા અન્હુ રિવાયત નકલ કરે છે કે :

અમે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વરસાદની રાત્રે અને સખ્ત અંધારામાં શોધી રહ્યા હતા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હમોને મળી ગયા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

- "૩ વખત સૂરએ 'ઈખ્લાસ' (કુલ્ હુ—વલ્લાહુ અહદ'),
- ૩ વખત સૂરએ 'ફલક' (કુલ્ અઊઝુ બિ રબ્બિલ્ ફલક'),
- ૩ વખત સૂરએ 'નાસ' (કુલ્ અઊઝુ બિ રબ્બિન્નાસ')

સવાર–સાંજ પઢી લો. આ તમારા માટે દરેક ચીઝથી કાફી થઈ જશે."
('મિશ્કાત શરીફ' : ૧૮૮) [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૨૨]

## ૫૫૮ દરેક બુરાઈ અને ફિતનાથી હિફાઝત માટે ત્રીજો અમલ

سَلٰمٌ عَلَيۡكُمۡ بِمَا صَبَرۡتُمۡ فَنِعۡمَ عُقۡبَى الدَّارِ ؕ

(سورۂ رعد: ۲۴) (સૂરએ 'ર–અ–દ' : ૨૪)

**'સલામુન્ અલય્કુમ્ બિમા સબરતુમ્ ફ નિઅ્–મ ઉક્બદ્દાર.'**

કોઈ માણસ હંમેશા તકલીફમાં રહેતો હોય અથવા કોઈના તરફથી દુઃખ પહોંચ્યું હોય તો તે માણસ ઉપરોકત આયતને પઢે. ઈન્શા અલ્લાહ તેના માટે દીન અને દુનિયામાં કામિયાબીઓના દરવાજાઓ ખુલી જશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૮૬]

## ૫૫૯ દરેક બુરાઈ અને ફિતનાથી હિફાઝત માટે ચોથો અમલ

'મુસ્નદે બઝ્ઝાર'માં પોતાની સનદ સાથે હઝરત અબૂ હુરય્રહ રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત નકલ કરે છે કે :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"જે માણસ દિવસની શરૂઆતમાં 'આયતુલ્ કુર્સી' અને સૂરએ 'મુઅમિન'ની પ્રથમ ત્રણ આયતો પઢશે તે તે દિવસે ઈન્શા અલ્લાહ દરેક બુરાઈ અને તકલીફથી સુરક્ષિત રહેશે."

('તફસીર ઈબ્ને કસીર' : ૪ / ૬૯, 'મઆરિફુલ્ કુર્આન' : ૭ / ૫૮૧)
[આધારગ્રંથ : ૨૯ / પાનું : ૪૪]

### ૫૬૦ બધી આફતોથી હિફાઝત માટે અમલ

સૂરએ 'મરિયમ' (અલા નબિય્યિના વ અલયહિમસ્સલામ) (પારહ : ૧૬) કાગળ પર લખીને ઘરની દીવાલમાં લગાવે તે ઈન્શા અલ્લાહ તમામ આફતથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૪૨]

## ☐ જાન–માલની હિફાઝત

### ૫૬૧ જાન–માલની હિફાઝત માટે પહેલો અમલ

સૂતી વખતે 'આયતુલ્ કુર્સી' પઢવાથી ઈન્શા અલ્લાહ ચોર અને શયતાનના શરથી મહફૂઝ રહેશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૯૦]

### ૫૬૨ જાન–માલની હિફાઝત માટે બીજો અમલ

સૂતી વખતે સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૮૫, ૨૮૬ પઢનાર ઈન્શા અલ્લાહુ તઆલા દરેક વસ્તુથી મહફૂઝ (સુરક્ષિત) રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૪૦]

### ૫૬૩ જાન–માલની હિફાઝત માટે ત્રીજો અમલ

નીચે લખેલી આયતો કાગળ પર લખી જે સામાન, ઘર અથવા દુકાનમાં લટકાવવામાં આવે તે દરેક પ્રકારની બરબાદી અને નુકસાનથી ઈન્શા અલ્લાહ મહફૂઝ રહેશે.

(૧) સૂરએ 'અન્આમ', આયત નંબર : ૯૬
(૨) સૂરએ 'આલિ ઈમરાન', આયત નંબર : ૧૨૨
(૩) સૂરએ 'ઈબ્રાહીમ', આયત નંબર : ૪૨
(૪) સૂરએ 'નહલ', આયત નંબર : ૧૮

(૫) સૂરએ 'બની ઈસરાઈલ', આયત નંબર : ૨૩
(૬) સૂરએ 'તા–હા', આયત નંબર : ૪, ૫, ૬
(૭) સૂરએ 'શુઅરાઅ', આયત નંબર : ૮૮, ૮૯
(૮) સૂરએ 'હા મી–મ સજદહ', આયત નંબર : ૧૧
(૯) સૂરએ 'ઝારિયાત', આયત નંબર : ૫૬, ૫૭, ૫૮, ૨૨, ૨૩

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૫૮]

## ☐ આફત, બલા, મુસીબત, પરેશાની દૂર કરવા માટે

### ૫૬૪ દરેક મુસીબત અને ગમને દૂર કરનારી સાત આયતો

મુસીબત અને ગમને દૂર કરનારી 'મુન્જિયાત'ના નામથી મશહૂર ૭ (સાત) આયતો નીચે પ્રમાણે છે :

(૧) સૂરએ 'તવબહ', આયત નંબર : ૫૧
(૨) સૂરએ 'યૂનુસ', આયત નંબર : ૧૦૭
(૩) સૂરએ 'હૂદ', આયત નંબર : ૬, ૫૬
(૪) સૂરએ 'અન્કબૂત', આયત નંબર : ૬૦
(૫) સૂરએ 'ફાતિર', આયત નંબર : ૨
(૬) સૂરએ 'ઝુમર', આયત નંબર : ૩૮

[આધારગ્રંથ : ૧૪ / પાનું : ૧૦૦]

### ૫૬૫ દરેક આફત, બલા, મુસીબત, પરેશાની દૂર કરવા પહેલો અમલ

સૂરએ 'અમ્બિયા'ની આયત નંબર : ૮૭ માં ઈસ્મે આ'ઝમ પોશીદહ (છૂપાયેલું) છે. મુસીબત અને બલામાં ઉપરોક્ત આયતને

પઢનાર ઈન્શા અલ્લાહુ તઆલા મહાન ફાયદો ઉઠાવશે.
[આધારગ્રંથ : ૧૧, ૨૭, ૩૯ / પાના નંબર : અનુક્રમે : ૮, ૯૬, ૫]

## ૫૬૬ દરેક આફત, બલા, મુસીબત, પરેશાની દૂર કરવા બીજો અમલ

حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ ط (سورۂ آل عمران:۱۷۳)

**'હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ.'**

જે માણસ કોઈ મુસીબત અને બલામાં હોય તે ઉપરોકત આયતને પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા તેની મુસીબત દૂર થઈ જશે.
[આધારગ્રંથ : ૩, ૫, ૧૧, ૩૦, ૩૩, ૩૯ / પાના નંબર : અનુક્રમે : ૨૭, ૧૯, ૨૪, ૮૧, ૧૧૬, ૭]

## ૫૬૭ દરેક આફત, બલા, મુસીબત, પરેશાની દૂર કરવા ત્રીજો અમલ

આફત, બલા, મુસીબત, પરેશાની વખતે સૂરએ 'શૂરા'ની આયત નંબર : ૧, ૨, ૩ ને પઢવાથી ઈન્શા અલ્લાહ ફાયદો થશે.
[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૭૨]

## ૫૬૮ દરેક આફત, બલા, મુસીબત, પરેશાની દૂર કરવા ચોથો અમલ

اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ ط (سورۂ فاتحہ:۵)

**'ઈય્યા-ક નઅ્બુદુ વ ઈય્યા-ક નસ્તઈન.'**

કોઈ આફત, મુસીબત અથવા બીમારી વગેરે દૂર કરવા માટે

૧૧૦૦૦ (અગિયાર હઝાર) વખત માત્ર ઉપરોકત આયતે કરીમહને ૭ (સાત) દિવસ સુધી બરાબર પઢે. આ ઘણો અનુભવસિદ્ધ અમલ છે.

[આધારગ્રંથ : ૭ / પાનું : ૧૦૦]

## ૫૬૯ દરેક આફત, બલા, મુસીબત, પરેશાની દૂર કરવા પાંચમો અમલ

શૈખ અબ્દુલ્લાહ નજજાર રહમતુલ્લાહિ અલયહિનું કહેવું છે કે :

મને હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)એ ફરમાવ્યું કે :

"મારી ઉપર મોટી મોટી અને સહન ન થઈ શકે એવી મુસીબતો અને તકલીફો પડતી હતી, જો તે સખ્તાઈ પહાડ ઉપર પડત તો તે પણ ફાટી જાત.

જયારે મુસીબતો, મુશ્કેલીઓ, તકલીફો અને અડચણો ચારે બાજુથી મને ઘેરી લેતી તો હું ઝમીન પર સૂઈ જતો. અને વારંવાર નીચેની આયતે કરીમહ પઢતો :

فَاِنَّ مَعَ الْعُسْرِ یُسْرًا ۙ اِنَّ مَعَ الْعُسْرِ یُسْرًا ؕ ('الشرا‌ح':۵،۶)

**'ફ ઈન્ન મઅલ્ ઉસ્રિ યુસરા. ઈન્ન મઅલ્ ઉસ્રિ યુસરા.'**

પછી હું ઝમીન ઉપરથી માથું ઉઠાવતો તો મારી બધી ફિકરો અને ચિંતાઓ દૂર થઈ જતી.

[હઝરત મુફતી અહમદ અશરફ રહમતુલ્લાહિ અલયહિ કૃત : 'સીરતે પીરાને પીર', પાનું : ૨૪]

## ૫૭૦ દરેક આફત, બલા, મુસીબત, પરેશાની દૂર કરવા છઠ્ઠો અમલ

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે :

"તમે આયતુલ્ કુર્સી પઢતા રહો. બેશક, એને લઈને તમારી અને તમારી અવલાદની અલ્લાહ તઆલા હિફાઝત કરશે."

[આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૮]

## ☐ રંજ અને ગમ

### ૫૭૧ દિલના કબ્ઝ અને અંધકારને દૂર કરવા માટે અમલ

હઝરત શાહ ફૂલપૂરી કુદ્દિસ સિર્રુહુલ્ અઝીઝે ઈર્શાદ ફરમાવ્યો છે કે :

દિલમાં કેટલોયે સખ્ત કબ્ઝ છવાયેલો હોય, અત્યંત અંધકાર અને જુમૂદ પૈદા થઈ ગયો હોય અને ઘણાં વર્ષોથી દિલની આ હાલત બદલાતી ન હોય તો :

- દરરોજ વુઝૂ કરીને પ્રથમ બે રકા'ત નફલ નમાઝ તવબહની નિય્યતથી પઢે.
- તે પછી સજદહમાં જઈને અલ્લાહ તઆલાની બારગાહમાં વિનમ્રતા અને નદામતની સાથે ઘણું રડે અને ઈસ્તિગફાર કરે.
- તે પછી નીચે લખેલ વઝીફાને ૩૬૦ (ત્રણસો સાંઠ) વખત પઢે. ઈન્શા અલ્લાહ દિલનો કબ્ઝ અને અંધકાર દૂર થશે.

**'યા હય્યુ યા કય્યૂમુ લા ઈલા-હ ઈલ્લા અન્ત સુબ્હા-ન-ક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન.'**

[આધારગ્રંથ : ૩૦, ૩૩ / પાના નંબર : અનુક્રમે : ૨૮, ૧૫૧]

### ૫૭૨ રંજ અને ગમથી છૂટકારા માટે પહેલો અમલ

'અબૂ દાઊદ શરીફ'માં છે કે :

જે માણસ સૂરએ 'તવબહ'ની આયત નંબર : ૧૨૯ ને સવારે ૭ (સાત) વખત અને સાંજે ૭ (સાત) વખત પઢે, અલ્લાહ તઆલા તેના દુનિયા અને આખિરતના દરેક ગમ અને ચિંતાના માટે કાફી થઈ જશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૨૨]

## ૫૭૩ રંજ અને ગમથી છૂટકારા માટે બીજો અમલ

وَاُفَوِّضُ اَمْرِىْٓ اِلَى اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ بَصِيْرٌۢ بِالْعِبَادِ ؕ

**'વ ઉફવ્વિઝુ અમ્રી ઈલલ્લાહ. ઈન્નલ્લા–હ બસીરુમ્ બિલ્ ઈબાદ.'** (સૂરએ 'મુઅમિન' : ૪૪)

ઈશાની નમાઝ પછી ૧૦૧ (એકસો એક) વખત ઉપરોકત આયત પઢવાથી દરેક રંજ અને ગમ દૂર કરવા માટે ઈન્શા અલ્લાહ ગૈબથી મદદનો દરવાજો ખુલશે.

[આધારગ્રંથ : ૩, ૪, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૩૧, ૨૧, ૧૭૦]

## ૫૭૪ રંજ અને ગમથી છૂટકારા માટે ત્રીજો અમલ

اِلَّا رَحْمَةً مِّنْ رَّبِّكَ ؕ اِنَّ فَضْلَهٗ كَانَ عَلَيْكَ كَبِيْرًا ؕ

**'ઈલ્લા રહ–મ–તમ્ મિર્રબ્બિક. ઈન્ન ફઝ્–લહૂ કા–ન અલય્–ક કબીરા.'** (સૂરએ 'બની ઈસરાઈલ' : ૮૭)

ગમ હોય અથવા પરેશાની હોય અથવા આર્થિક પરિસ્થિતિ બગડતી જતી હોય તો ઉઠતા–બેસતા ઉપરની આયતનો વિર્દ ચાલુ રાખે. ઈન્શા અલ્લાહ બધું દૂર થઈ જશે.

[આધારગ્રંથ : ૪, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૪૮, ૧૮૭]

### ૫૭૫ રંજ અને ગમથી છૂટકારા માટે ચોથો અમલ

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એક વખત કાફિરોના તકલીફ પહોંચાડવાના કારણે ઘણી ચિંતામાં હતા ત્યારે અલ્લાહ રબ્બુલ્ ઈઝ્ઝતે સૂરએ 'નહલ'ની આયત નંબર : ૧૨૭ અને ૧૨૮ નાઝિલ ફરમાવી હતી. એને પઢવાથી ઈન્શા અલ્લાહ બધાં રંજ અને ગમ દૂર થશે. [આધારગ્રંથ : ૩૪ / પાનું : ૫૭]

### ૫૭૬ દિલના અને દિમાગના સુકૂન માટે પાંચમો અમલ

નીચેની આયતો પઢીને દમ કરો. ઈન્શા અલ્લાહ દિલ અને દિમાગને સુકૂન થશે.

(૧) સૂરએ 'બ–ક–રહ' આયત નંબર : ૨૪૮
(૨) સૂરએ 'તવ્બહ' આયત નંબર : ૨૬, ૪૦
(૩) સૂરએ 'ફત્હ' આયત નંબર : ૪, ૧૮, ૨૬

[આધારગ્રંથ : ૩૩ / પાનું : ૨૧]

### ૫૭૭ રંજ અને ગમ દૂર થવા માટે છઠ્ઠો અમલ

اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ ط (سورۂ بقرہ:١٥٦)

**'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.'**

દરેક નાની–મોટી આફત, મુસીબત અથવા સદમા પર ઉપરોકત આયતે કરીમહને પઢે. ઈન્શા અલ્લાહ રંજ–ગમ દૂર થશે.

[આધારગ્રંથ : ૨ / પાનું : ૩૯]

### ૫૭૮ રંજ અને ગમ દૂર થવા માટે સાતમો અમલ

જુઓ અમલ નંબર : ૫૫૮ [આધારગ્રંથ : ૪ / પાનું : ૪૬]

**૫૭૯ રંજ અને ગમ દૂર થવા માટે આઠમો અમલ**

નીચે લખેલી બે આયતોની વધુમાં વધુ તિલાવત કરો. ઈન્શા અલ્લાહ રંજ—ગમ દૂર થશે.

(૧) સૂરએ 'અન્આમ' આયત નંબર : ૧૩,
(૨) સૂરએ 'ફાતિર' આયત નંબર : ૪૧

[આધારગ્રંથ : ૫, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૫, ૪૫]

**૫૮૦ રંજ અને ગમ દૂર થવા માટે નવમો અમલ**

સૂરએ 'નૂહ' પારહ : ૨૯ ની તિલાવત ગમને દૂર કરે છે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૩૮, ૪૫]

## ☐ ખૌફ અને ડર

**૫૮૧ ખૌફ અને ડરને દૂર કરવા માટે પહેલો અમલ**

જુઓ અમલ નંબર : ૫૫૫

**૫૮૨ ખૌફ અને ડરને દૂર કરવા માટે બીજો અમલ**

فَاللّٰهُ خَيْرٌ حٰفِظًا ص وَّهُوَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ط ('یوسف':٦٤)

**'ફલ્લાહુ ખયરુન્ હાફિઝા. વ હુ–વ અર્હમુર્રાહિમીન.'**

આ આયતને વધુ પ્રમાણમાં પઢવાથી ખૌફ અને ડર ઈન્શા અલ્લાહ દૂર થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૨૩, ૧૦૩]

### ૫૮૩ ખૌફ અને ડરને દૂર કરવા માટે ત્રીજો અમલ

સૂરએ 'બની ઈસરાઈલ'ની આયત નંબર : ૪૫, ૪૬ પઢીને દમ કરવાથી (ઈ.અ.) બીક દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૩]

### ૫૮૪ ખૌફ અને ડરને દૂર કરવા માટે ચોથો અમલ

એક માણસે બીજા માણસને કતલની ધમકી આપી. તેને ભય થયો. એક આલિમે તેમને ફરમાવ્યું કે :

"સૂરએ 'યા સી–ન' (શરીફ) પઢી લો. પછી ઘરથી નીકળો."

તે માણસ એ જ પ્રમાણે કરતો હતો. જયારે પોતાના દુશ્મનની સામે આવતો હતો તો તેને કદી નઝર આવતો ન હતો.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૩]

## છઠ્ઠો વિભાગ

## બુરા લોકો

### ☐ દુશમન, હાસિદ (ઈર્ષાળુ)

### ૫૮૫ દુશમન સાથે બહસ (વિવાદ)માં ગાલિબ થવા માટે

દિવસે રોઝહ રાખે અને કાગળ પર સૂરએ 'નિસા–અ'ની આયત નંબર : ૧૭૪, ૧૭૫ લખીને હાથ પર બાંધી લે. ઈન્શા અલ્લાહ બહસમાં ગાલિબ થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૩]

### ૫૮૬ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે પહેલો અમલ

આ આયતો કાગળ પર લખી પોતાની પાસે રાખશે તો મુકાબલામાં કદી હાર ન થશે. દુશ્મનો પર વિજય અને સફળતા મળશે :

(૧) સૂરએ 'બ–ક–રહ' આયત નંબર : ૨૪૬
(૨) સૂરએ 'આલિ ઈમરાન' આયત નંબર : ૧૮૧
(૩) સૂરએ 'નિસા–અ' આયત નંબર : ૭૭
(૪) સૂરએ 'માઈદહ' આયત નંબર : ૨૭

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૫]

## ૫૮૭ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે બીજો અમલ

જુમ્અહની રાત્રે ઈશાની નમાઝ બા'દ સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૧૩૪, ૧૩૫, ૧૩૬ કાગળ પર લખી બાંધી લે અને સવારે દુશ્મન પાસે જાય તો ઈન્શા અલ્લાહુ તઆલા તેની બુરાઈથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૮]

## ૫૮૮ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે ત્રીજો અમલ

સૂરએ 'યા સી–ન' (શરીફ) આયત નંબર : ૮, ૯ કાગળ પર લખીને દીનના દુશમનોનો મુકાબલો કરે તો ઈન્શા અલ્લાહ ગલબો મેળવી લેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૮]

## ૫૮૯ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે ચોથો અમલ

દુશમનથી મુકાબલાના સમયે 'આયતુલ્ કુરસી'ને ૩૧૩ (ત્રણસો તેર) વખત પઢે તો ઈન્શા અલ્લાહ ગલબો હાસિલ થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૯]

## ૫૯૦ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે પાંચમો અમલ

سَيُهْزَمُ الْجَمْعُ وَيُوَلُّوْنَ الدُّبُرَ ط (سورۂ قمر:۴۵)

'સ યુહ્ઝમુલ્ જમ્ઉ વ યુ-વલ્લૂ-નદ્ દુબુર.'

ઉપરની આયતને સવારના સમયે પઢવાથી ઈન્શા અલ્લાહ દુશમનો પર ગલબો હાસિલ થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૯]

**૫૯૧ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે છઠ્ઠો અમલ**

સૂરએ 'કવસર' એકાંતમાં બેસીને ૩૦૦ (ત્રણ સો) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ દુશમનો પર ગલબો હાસિલ થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૯]

**૫૯૨ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે સાતમો અમલ**

માટીની એક મુઠ્ઠી લઈને તેના પર સૂરએ 'અનફાલ'ની આયત નંબર : ૧૭ અને સૂરએ 'ઝિલઝાલ' પઢીને કાફિરોના સમૂહમાં નાંખી દેશે તો તેઓ ઈન્શા અલ્લાહ આપસમાં લડીને ભાગી જશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૯]

**૫૯૩ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે આઠમો અમલ**

જે માણસ સૂરએ 'મુઅ્મિનૂન'ની આયત નંબર : ૨૮, ૨૯ પઢતો રહેશે તે ઈન્શા અલ્લાહ દુશમન, ચોર અને જિન વગેરેથી મહફૂઝ રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૫૪]

**૫૯૪ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે નવમો અમલ**

જો રસ્તામાં કોઈ દુશમનનો ખૌફ મહેસૂસ થાય તો સૂરએ 'બ-ક-રહ'ની આયત નંબર : ૧૮ ને ૭ (સાત) વખત પઢીને તેના

પર ફૂંકી દે. ઈન્શા અલ્લાહ તેનાથી હિફાઝત થશે.

[આધારગ્રંથ : ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૯૧, ૧૬૩]

## ૫૯૫ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે દસમો અમલ

સૂરએ 'તવબહ'ની આયત નંબર : ૫૧ ને દરરોજ ૭ (સાત) વખત પઢે. (ઈ. અ.) દુશમનની તકલીફથી મહફૂઝ (સુરક્ષિત) રહેશે.

[આધારગ્રંથ : ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૨૯, ૯૦, ૧૭૬]

## ૫૯૬ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે અગિયારમો અમલ

સૂરએ 'હજ'ની આયત નંબર : ૩૮ ને ૧૧ (અગિયાર) વખત દરરોજ પઢે. ઈન્શા અલ્લાહ દુશમનથી હિફાઝત થશે.

[આધારગ્રંથ : ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૪૩, ૯૨, ૧૮૫]

## ૫૯૭ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે બારમો અમલ

સૂરએ 'ઈખ્લાસ', સૂરએ 'ફલક' અને સૂરએ 'નાસ' ત્રણ–ત્રણ વખત દરરોજ ફજર અને મગરિબ બા'દ પઢતા રહે. ઈન્શા અલ્લાહ દુશમનથી હિફાઝત થશે. [આધારગ્રંથ : ૩૩ / પાનું : ૧૧૪]

## ૫૯૮ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે તેરમો અમલ

اِنَّا كَفَيْنٰكَ الْمُسْتَهْزِءِيْنَ ط (سورۂ حجر: ۹۵)

**'ઈન્ના કફયના–કલ્ મુસ્તહઝિઈન.'**

ઉપરોકત આયત નીચે પ્રમાણે પઢે. (ઈ. અ.) હિફાઝત થશે.

- ઈશાની નમાઝ બા'દ ૧૦૦૦ (એક હજાર) વખત ૧૧ દિવસ સુધી

• તે પછી દરરોજ ૧૦૦ (એક સો) વખત,
• અગત્યના મા'મલામાં ૧૧ (અગિયાર) દિવસથી વધુ પઢવું બેહતર છે.
[આધારગ્રંથ : ૩૩ / પાનું : ૧૧૫]

## ૫૯૯ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે ચૌદમો અમલ

ઈમામ ગિઝાલી રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

સૂરએ 'શૂરા'ની આયત નંબર : ૧, ૨, ૩ પઢવું દુશમનોથી હિફાઝત માટે અકસીર છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૪]

## ૬૦૦ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે પંદરમો અમલ

જુમ્અહની રાત્રે ઈશાની નમાઝ બા'દ સૂરએ 'માઈદહ'ની આયત નં. : ૭, ૮ કાગળ પર લખી તા'વીઝ બનાવીને બાંધી લે તો દુશમનના તકલીફ પહોંચાડવાથી મહફૂઝ રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૪]

## ૬૦૧ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે સોળમો અમલ

દરરોજ સવારે સૂરએ 'તા–હા' પઢવામાં આવે તો દુશમન પર ગલબો હાસિલ થશે. આ અમલ અત્યંત અનુભવસિદ્ધ છે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૬]

## ૬૦૨ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે સત્તરમો અમલ

સૂરએ 'નાઝિઆત' દુશમનથી મુકાબલાના સમયે પઢવાથી ઈન્શા અલ્લાહ તેના નુકસાનથી મહફૂઝ રહેશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૬]

## ૬૦૩ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે અઢારમો અમલ

હથિયાર પર સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૧૧૧, ૧૧૨ કોતરાવીને દુશમનના મુકાબલામાં આ હથિયાર લઈને જશે તો ઈન્શા અલ્લાહ ફતેહ હાસિલ થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૧૦૬]

### ૬૦૪ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે ઓગણીસમો અમલ

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૧૮ ને ૭ (સાત) વખત પઢી પોતાના સીના પર દમ કરે. ઈન્શા અલ્લાહ હિફાઝત થશે. [આધારગ્રંથ : ૩ / પાનું : ૨૯]

### ૬૦૫ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે વીસમો અમલ

સૂરએ 'અનઆમ'ની આયત નંબર : ૧૦૩ ને એક વખત પઢીને હાથ પર દમ કરીને આખા શરીર પર હાથ ફેરવી લે. ઈન્શા અલ્લાહ દુશમનથી હિફાઝત થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૨૩]

### ૬૦૬ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે એકવીસમો અમલ

સૂરએ 'ફીલ' ૧૦૧ (એક સો એક) વખત પઢે. ઈન્શા અલ્લાહ દુશમનથી હિફાઝત થશે. [આધારગ્રંથ : ૧૦ / પાનું : ૪૮૧]

### ૬૦૭ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે બાવીસમો અમલ

સૂરએ 'કવસર' કાગળ પર લખીને પોતાની પાસે રાખે. ઈન્શા અલ્લાહ દુશમનના ધોકા–ફરેબ વગેરેથી મહફૂઝ (સુરક્ષિત) રહેશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૨૯]

## ૬૦૮ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે ત્રેવીસમો અમલ

ફજરની નમાઝ બા'દ અથવા રાત્રે સૂવા પહેલાં :

- ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ પઢે,
- પછી નીચેની આયત ૧૦૦ (એક સો) વખત પઢે.
- તે પછી સીના પર ફૂંક મારે.

ઈન્શા અલ્લાહ દુશમનોના શર (બુરાઈ)થી મહફૂઝ રહેશે.

**નસ્રુમ્ મિનલ્લાહિ વ ફત્હુન્ કરીબ.'** (સૂરએ 'સફ' : ૧૩)
[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૬૬]

## ૬૦૯ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે ચોવીસમો અમલ

**'લહૂ મુઅક્કિબાતુમ્ મિમ્ બય્નિ યદય્હિ વ મિન્ ખલ્ફિહી યહ્ફઝૂ-નહૂ મિન્ અમ્રિલ્લાહ.'** (સૂરએ 'ર-અ-દ' : ૧૧)

દરરોજ ઉપરોક્ત આયતને ૭ (સાત) વખત પઢીને પોતાના ઉપર, પોતાના ઘર ઉપર, પોતાના માલ ઉપર ફૂંકી દે. ઈન્શા અલ્લાહુ તઆલા હિફાઝત થશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૯૩]

## ૬૧૦ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે પચ્ચીસમો અમલ

સૂરએ 'યૂસુફ'ની આયત નંબર : ૬૪ ને વધારે પઢતો રહે. ઈન્શા અલ્લાહ સઘળી આફત ટળી જશે.[આધારગ્રંથ : ૧૨ / પાનું : ૬]

## ૬૧૧ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે છવ્વીસમો અમલ

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી, અજમેરી (રહ.) ફરમાવે છે કે, નીચે લખેલી આયતની વધુ પ્રમાણમાં તિલાવત કરે. ઈન્શા અલ્લાહ દુશમનથી હિફાઝત થશે.

رَبَّنَآ اَفۡرِغۡ عَلَيۡنَا صَبۡرًا وَّثَبِّتۡ اَقۡدَامَنَا وَانۡصُرۡنَا
عَلَى الۡقَوۡمِ الۡكٰفِرِيۡنَ ؕ (سورۂ بقرہ:۲۵۰)

**'રબ્બના અફરિગ્ અલય્ના સબ્રંવ્ વ સબ્બિત્ અકદામના વન્સુરના અલલ્ કવ્મિલ્ કાફિરીન.'**

[આધારગ્રંથ : ૨૮ / પાનું : ૯૦]

## ૬૧૨ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે સત્તાવીસમો અમલ

કોઈ દુશમનના તરફથી ડર અને ખતરો હોય તો નીચે લખેલી આયતે કરીમહ વધુ પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ દુશમન કંઈ નુકસાન પહોંચાડશે નહિ, બલ્કે અલ્લાહનો ફઝલ અને મહેરબાની થશે અને દુશમન પર પકડ જમાવશે.

وَاللّٰهُ اَعۡلَمُ بِاَعۡدَآئِكُمۡ ؕ وَكَفٰى بِاللّٰهِ وَلِيًّا ۙ
وَّكَفٰى بِاللّٰهِ نَصِيۡرًا ؑ (سورۂ نساء:۴۵)

**'વલ્લાહુ અઅ્લમુ બિ અઅ્દાઈકુમ. વ કફા બિલ્લાહિ વલિય્યા. વ કફા બિલ્લાહિ નસીરા.'**

[આધારગ્રંથ : ૧૫ / ફેબ્રુઆરી : ૨૦૧૪]

## ૬૧૩ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે અઠ્ઠાવીસમો અમલ

હઝરત કઅબ રદિયલ્લાહુ તઆલા અન્હુ ફરમાવે છે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે મુશ્રિકોની આંખોથી અદશ્ય થવા માંગતા તો કુર્આને કરીમની નીચે જણાવેલ ત્રણ આયતો પઢી લેતા. તેની બરકતથી કાફિરો (દુશ્મન) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોઈ શકતા ન હતા.

(૧) સૂરએ 'નહલ', આયત નંબર : ૧૦૮
(૨) સૂરએ 'કહફ', આયત નંબર : ૫૭
(૩) સૂરએ 'જાસિયહ', આયત નંબર : ૨૩

ઈમામ કુર્તુબી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

હઝરત કઅબ રદિયલ્લાહુ તઆલા અન્હુવાળી ત્રણેવ આયતોની સાથે સૂરએ 'યાસીન'ની આયત નંબર : ૯ ને પણ શામિલ કરી લેવામાં આવે. હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મક્કા મુઅઝ્ઝમાથી હિજરત ફરમાવી હતી ત્યારે મક્કાના મુશ્રિકોએ આપના મકાનને ઘેરી લીધું હતું. તે સમયે આપે મજકૂર આયત પઢીને તેમના પર માટી નાંખતા નાંખતા બધાંની સામેથી તશરીફ લઈ ગયા હતા છતાં કોઈએ પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોયા ન હતા.

[આધારગ્રંથ : ૧૭ / પાનું : ૯૫]

## ૬૧૪ દુશ્મનથી હિફાઝત અને ફતેહ માટે ઓગણત્રીસમો અમલ

يَا مَالِكَ يَوْمِ الدِّيْنِ اِيَّاكَ نَعْبُدُ وَ اِيَّاكَ نَسْتَعِيْنُ ط

**યા માલિ–ક યવ્મિદ્દીનિ ઈય્યા–ક નઅ્બુદુ વ ઈય્યા–ક નસ્તઈન.**

હઝરત અબૂ તલ્હા રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે :

અમે લોકો એક ગઝવહ (જે લડાઈમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શરીક થયા હોય)માં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે હતા. જયારે દુશ્મનથી મુકાબલો થયો તો મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ (ઉપર જણાવેલ) દુઆ કરતા સાંભળ્યા. મેં જોયું કે દુશ્મનના માણસો નીચે પડી રહ્યા છે અને અનુમાન આ છે કે ફરિશ્તાઓ તેમને આગળ–પાછળથી મારી રહ્યા હતા. ['હયાતુસ્સહાબા' : ૩ / ૬૦૨, 'નુઝુલુલ્ અબરાર' : ૨૬૦]

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૨૨]

## ☐ ઝાલિમ

### ૬૧૫ ઝાલિમથી હિફાઝત માટે પહેલો અમલ

ફજરની સુન્નતમાં પહેલી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પઢવા પછી સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') અને બીજી રકા'તમાં સૂરએ 'ફીલ' પઢનાર આખો દિવસ ઝાલિમના ઝુલ્મથી ઈન્શા અલ્લાહ બચેલો રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૧]

### ૬૧૬ ઝાલિમથી હિફાઝત માટે બીજો અમલ

ઝાલિમની પાસે જતી વખતે સૂરએ 'ફલક' અને સૂરએ 'નાસ' પઢી લે તો તેના શરથી મહફૂઝ રહેશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૨]

### ૬૧૭ ઝાલિમથી હિફાઝત માટે ત્રીજો અમલ

સૂરએ 'મુઅ્મિન'ની આયત નંબર : ૪૪ ઝાલિમની સામે પઢવાથી તેના શર (બુરાઈ)થી ઈન્શા અલ્લાહ મહફૂઝ (સુરક્ષિત) રહેશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૨]

## ૬૧૮ ઝાલિમથી હિફાઝત માટે ચોથો અમલ

ધોકા અને ફરેબમાં ફસેલો માણસ નીચે લખેલી આયતને વધુ પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ છૂટકારો થશે.

فَاسْتَجَابَ لَهٗ رَبُّهٗ فَصَرَفَ عَنْهُ كَيْدَهُنَّ ؕ
اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝ (سورۂ یوسف:۳۴)

**'ફસ્તજા–બ લહૂ રબ્બુહૂ ફ સ–ર–ફ અન્હુ કય્દહુન્ન. ઈન્નહૂ હુ–વસ્સમીઉલ્ અલીમ.'** (સૂરએ 'યૂસુફ' : ૩૪)
[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૫૪]

## ૬૧૯ ઝાલિમથી હિફાઝત માટે પાંચમો અમલ

નીચે લખેલી આયતને ૩ (ત્રણ) દિવસ સુધી દરરોજ ૨૧ (એકવીસ) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ ઝાલિમથી છૂટકારો થશે.

فَقُطِعَ دَابِرُ الْقَوْمِ الَّذِيْنَ ظَلَمُوْا ؕ
وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ؕ (سورۂ انعام:۴۵)

**'ફ કુતિ–અ દાબિરુલ્ કવ્મિલ્લઝી–ન ઝ–લમૂ. વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.'** ('અન્આમ' : ૪૫)
[આધારગ્રંથ : ૩, ૪ / પાના નંબર : અનુક્રમે : ૨૬, ૨૮]

## ૬૨૦ ઝાલિમથી હિફાઝત માટે છઠ્ઠો અમલ

દરેક નમાઝ પછી ઓછામાં ઓછા ત્રણ વખત નીચે લખેલી આયત પઢે અને ચાલતા–ફરતા પણ એ આયતનો વિર્દ ચાલુ રાખે. ઈન્શા અલ્લાહ ઝુલ્મ દૂર થશે.

رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلْقَوْمِ الظّٰلِمِيْنَ ۙ وَنَجِّنَا بِرَحْمَتِكَ مِنَ الْقَوْمِ الْكٰفِرِيْنَ ۝ (سورۂ یونس:۸۵،۸۶)

**'રબ્બના લા તજ્અલ્ના ફિત્-નતલ્ લિલ્ કવ્મિઝ્ઝાલિમીન. વ નજ્જિના બિ રહ્–મતિ–ક મિનલ્ કૌમિલ્ કાફિરીન.'** (સૂરએ 'યૂનુસ' : ૮૫, ૮૬)
[આધારગ્રંથ : ૨ / પાનું : ૫૦]

## ૬૨૧ ઝાલિમથી હિફાઝત માટે સાતમો અમલ

સૂરએ 'તગાબુન' (પારહ : ૨૮) સંપૂર્ણ પઢીને ઝાલિમની પાસે જવાથી ઈન્શા અલ્લાહ તેના શરથી મહફૂઝ રહેશે.
[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૮૨, ૧૫ / ઓકટોબર–૨૦૧૨]

## ૬૨૨ ઝાલિમથી હિફાઝત માટે આઠમો અમલ

'દુર્રે મન્સૂર'માં હદીસ શરીફ છે કે :

સૂરએ 'ફલક' અને સૂરએ 'નાસ' પઢતા રહેનાર માટે દુનિયાની દરેક વસ્તુ દુઆ કરે છે કે :

"યા ઈલાહી ! મારી બુરાઈથી આ માણસને મહફૂઝ રાખજો."
[આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૯]

## ૬૨૩ ઝાલિમના મુકાબલામાં ફતેહ મેળવવા માટે અમલ

સૂરએ 'નસ્ર' હથિયાર પર કોતરાવીને ઝાલિમના મુકાબલામાં જાય તો ઈન્શા અલ્લાહ ફતેહ મળશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૫૪]

### ૬૨૪ ઝાલિમની સામે કુવ્વત અને મદદ મેળવવા માટે

જે માણસ સૂરએ 'હૂદ' કાગળ પર લખીને પોતાની પાસે રાખે તેને કુવ્વત અને મદદ અતા થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૧૮]

### ૬૨૫ ઝાલિમના ઝુલ્મથી છૂટકારા માટે અમલ

સૂરએ 'કમર'ની આયત નંબર : ૧૦ દરરોજ ૩૧૩ (ત્રણસો તેર) વખત પઢીને આસમાનના તરફ મોઢું કરીને ફૂંક મારે. (ઈ. અ.) ઝુલ્મથી છૂટકારો મળી જશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૭૩]

### ૬૨૬ ઝાલિમને શહેરમાંથી કાઢવા માટે અમલ

સૂરએ 'સોદ'ની આયત નંબર : ૩૪ ને દરરોજ ૭ (સાત) ચણોઠી પર એક વખત ૭ (સાત) દિવસ સુધી પઢે અને દરરોજ તે ચણોઠીને કૂંવામાં નાંખે. ઈન્શા અલ્લાહુ તઆલા તે માણસ જલ્દી ચાલ્યો જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭૮]

## સાતમો વિભાગ

## બુરા બનાવો

### ☐ ચોરી થવી, આગ લાગવી, ડૂબી જવું

### ૬૨૭ ડૂબવા કે બળવાથી હિફાઝત માટે અમલ

સૂરએ 'તવબહ'ની આયત નંબર : ૧૨૯ ને પઢનાર ઊંચી

જગ્યાએથી પડીને, ડૂબીને કે બળીને મરશે નહી.
[આધારગ્રંથ : ૩૯ / પાનું : ૯]

## ૬૨૮ ચોર, ડાકૂ અને આગથી હિફાઝત માટે અમલ

સૂરએ 'બની ઈસરાઈલ'ની આયત નંબર : ૧૧૧ ને સૂતા પહેલાં ૩ (ત્રણ) વખત પઢે. ઈન્શા અલ્લાહ દરેક વસ્તુથી હિફાઝત થશે.
[આધારગ્રંથ : ૫ / પાનું : ૧૬]

## ૬૨૯ ચોરીથી હિફાઝત માટે પહેલો અમલ

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૮૫, ૨૮૬ ને પઢીને સૂએ તો ઈન્શા અલ્લાહુ તઆલા ચોરથી અને દરેક વસ્તુથી મહફૂઝ રહેશે.
[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૪૦]

## ૬30 ચોરીથી હિફાઝત માટે બીજો અમલ

અબૂ જઅફર નહાસ રદિયલ્લાહુ તઆલા અન્હુએ આ હદીસ શરીફ નકલ કરી છે કે :

- 'આયતુલ્ કુર્સી,
- સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૫૪, ૫૫, ૫૬,
- સૂરએ 'સાફ્ફાત'ની આયત નંબર : ૧ થી ૮,
- સૂરએ 'રહમાન'ની આયત નંબર : ૩૧ થી ૩૫

એ બધી આયતો જે દિવસે પઢે તે આખો દિવસ અને જે રાતે પઢે તે આખી રાત શયતાન, જાદૂગર, નુકસાનકારક વસ્તુઓ, ઝાલિમ હાકિમ અને ચોર, ડાકૂઓ તેમજ હિંસક પશુઓથી ઈન્શા અલ્લાહ મહફૂઝ (સુરક્ષિત) રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૪૦]

### ૬૩૧ ચોરીથી હિફાઝત માટે ત્રીજો અમલ

સૂરએ 'મુઅ્મિનૂન'ની આયત નંબર : ૨૮, ૨૯ પઢનાર ઈન્શા અલ્લાહ ચોર, દુશમન અને જિન્નાત વગેરેથી હિફાઝતમાં રહેશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૪૨]

### ૬૩૨ ચોરીથી હિફાઝત માટે ચોથો અમલ

માલ વગેરે પેટી, કબાટ, તીજોરી વગેરેમાં મૂકતી વખતે સૂરએ 'અસ્ર' પઢવાથી ઈન્શા અલ્લાહ તે દરેક આફતથી મહફૂઝ રહેશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૪૩]

### ૬૩૩ ચોરીથી હિફાઝત માટે પાંચમો અમલ

સૂતા પહેલાં ૨૧ (એકવીસ) વખત **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢે તો ચોરીથી ઈન્શા અલ્લાહ મહફૂઝ (સુરક્ષિત) રહેશે.

[આધારગ્રંથ : ૨૯ / પાનું : ૧૧૩]

### ૬૩૪ ચોરાયેલો માલ પાછો મેળવવા માટે પહેલો અમલ

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૧૫૬ ને કાગળ પર લખી કોઈ વજનદાર પથ્થરની નીચે એવી જગ્યાએ દબાવે જયાંથી પથ્થર હટે નહિ. ઈન્શા અલ્લાહ માલ પાછો મળી જશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૬૩]

### ૬૩૫ ચોરાયેલો માલ પાછો મેળવવા માટે બીજો અમલ

જે દરવાજાથી ચોરીનો માલ ગયો હોય તે દરવાજા પર ઊભા

રહીને સૂરએ 'તારિક' (પારહ : ૩૦) સંપૂર્ણ દરરોજ એક વખત પઢે, ઈન્શા અલ્લાહ માલ પાછો મળી જશે.

[આધારગ્રંથ : ૩, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૨૮, ૬૧]

### ૬૩૬ ચોરાયેલો માલ પાછો મેળવવા માટે ત્રીજો અમલ

જયારે કોઈ વસ્તુ ચોરી થઈ જાય તો બે રકા'ત નમાઝ પઢે.

- પહેલી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'ઝુહા' પઢે.
- બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') પઢે અને સલામ ફેરવી હાથ ઉઠાવી આ દુઆ પઢે :

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ વ બારિક વ સલ્લિમ. યા હાદિયલ્ મુઝિલ્લીન ઉર્દુદ્ અલય્ય દાલ્લતી બિ ઈઝ્ઝતિ-ક વ સુલ્તાનિ-ક ફ ઈન્નમા હુ-વ મિન્ ફઝ્લિ-ક વ અતાઈ-ક.** [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૧]

### ૬૩૭ ચોરીનો આરોપી ખરેખર ચોર છે કે નહિ તે જાણવા માટે અમલ

નીચે લખેલી આયતોને રોટલી અથવા કોઈ ખાવાની વસ્તુ પર લખીને જેના પર ચોરીની શંકા હોય તેને ખવડાવે. જો ખરેખર ચોર હશે તો તે ખાઈ શકશે નહિ. આયતો નીચે પ્રમાણે છે :

(૧) સૂરએ 'બ-ક-રહ' આયત નંબર : ૭૨
(૨) સૂરએ 'ઈબ્રાહીમ' આયત નંબર : ૧૭
(૩) સૂરએ 'નમ્લ' આયત નંબર : ૨૫, ૨૬
(૪) સૂરએ 'બની ઈસરાઈલ' આયત નંબર : ૧૦૫

તે પછી આ દુરૂદ શરીફ પઢે :

વ સલ્લલ્લાહુ અલા સય્યિદિના મુહમ્મદિવ્ વ આલિહી વ સહ્બિહી વ સલ્લિમ. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૬૧]

## ☐ ભાગી જવું

### ૬૩૮ ભાગેડુ પાછો આવે તે માટે પહેલો અમલ

જો કોઈ માણસ ભાગી ગયો હોય તો :

- સૂરએ 'ક–સ–સ'ની આયત નંબર : ૧૩ ને કાગળ પર લખે.
- એ કાગળને ચરખામાં બાંધીને દરરોજ ૬૦ (સાંઠ) વખત ૪૦ (ચાલીસ) દિવસ સુધી ચરખો ઊંધો ફેરવે.

ઈન્શા અલ્લાહુ તઆલા આ અમલની બરકતથી તે વ્યકિત જલ્દી પાછી આવી જશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૪૪, ૬૩]

### ૬૩૯ ભાગેડુ પાછો આવે તે માટે બીજો અમલ

બે રકા'ત નફિલ નમાઝ પઢીને નીચે લખેલી આયતે કરીમહને ૧૧૯ (એક સો ઓગણીસ) વખત ૪૦ (ચાલીસ) દિવસ સુધી પઢે. આ અમલની બરકતથી ઈન્શા અલ્લાહ ભાગેલી વ્યકિત પાછી આવી જશે.

اِنَّ الَّذِیْ فَرَضَ عَلَیْکَ الْقُرْاٰنَ لَرَآدُّکَ اِلٰی مَعَادٍ ؕ

'ઈન્નલ્લઝી ફ–ર–ઝ અલય્કલ્ કુર્આ–ન લ રાદ્દુ–ક ઈલા મઆદ.' (સૂરએ 'ક–સ–સ' : ૮૫)

[આધારગ્રંથ : ૩, ૫, ૧૧, ૨૪ / પાના : અનુક્રમે : ૨૩, ૧૯, ૪૪, ૬૩]

### ૬૪૦ ભાગેડુ પાછો આવે તે માટે ત્રીજો અમલ

- બે રકા'ત નફિલ નમાઝ પઢે.
- તે પછી સૂરએ 'લુકમાન'ની આયત નંબર : ૧૬ ને ૧૧૯ (એક સો ઓગણીસ) વખત ૪૦ (ચાલીસ) દિવસ સુધી પઢે.

આ અમલની બરકતથી ઈન્શા અલ્લાહ ભાગેલી વ્યક્તિ પાછી આવી જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૪૪]

## ☐ ગુમ થવું, ખોવાવું

### ૬૪૧ ખોવાયેલી વ્યક્તિ કે વસ્તુ પાછી મેળવવા માટે પહેલો અમલ

જો કોઈની કોઈ વસ્તુ ખોવાઈ ગઈ હોય તો વુઝૂ સહિત નીચે લખેલી આયત પઢતો રહે. ઈન્શા અલ્લાહ તે વસ્તુ જલ્દી મળી જશે.

رَبَّنَآ اِنَّکَ جَامِعُ النَّاسِ لِیَوْمٍ لَّارَیْبَ فِیْهِ ط
اِنَّ اللّٰهَ لَایُخْلِفُ الْمِیْعَادَ ط (سورۂ آل عمران:۹)

'રબ્બના ઈન્ન-ક જામિઉન્નાસિ લિ યવ્મિલ્ લા રય્-બ ફીહ. ઈન્નલ્લા-હ લા યુખ્લિફુલ્ મીઆદ.'
[આધારગ્રંથ : ૩ / પાનું : ૩૦]

### ૬૪૨ ખોવાયેલી વ્યક્તિ કે વસ્તુ પાછી મેળવવા માટે બીજો અમલ

- પ્રથમ 'યા હફીઝુ' ૧૧૯ (એક સો ઓગણીસ) વખત પઢે.
- તે પછી સૂરએ 'લુકમાન'ની આયત નંબર : ૧૬ ને ૧૧૯ (એક સો ઓગણીસ) વખત પઢે. ઈન્શા અલ્લાહ તે વસ્તુ મળી જશે.

[આધારગ્રંથ : ૫ / પાનું : ૧૮]

**૬૪૩ ખોવાયેલી વ્યક્તિ કે વસ્તુ પાછી મેળવવા માટે ત્રીજો અમલ**

સૂરએ 'યાસીન' (શરીફ) પઢવાથી ઈન્શા અલ્લાહ ખોવાયેલી વસ્તુ મળી જશે. [આધારગ્રંથ : ૬ / પાનું : ૬૩]

**૬૪૪ ખોવાયેલી વ્યક્તિ કે વસ્તુ પાછી મેળવવા માટે ચોથો અમલ**

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૧૫૬ ને પઢીને ગુમ થયેલી વસ્તુની તલાશ માટે જશે તો ઈન્શા અલ્લાહુ તઆલા તે જરૂર મળી જશે. નહિતર ગૈબથી કોઈ વસ્તુ એનાથી સારી મળશે.
[આધારગ્રંથ : ૧૧, ૧૨ / પાના નંબર : અનુક્રમે : ૪૦, ૨]

**૬૪૫ ખોવાયેલી વ્યક્તિ કે વસ્તુ પાછી મેળવવા માટે પાંચમો અમલ**

- સૂરએ 'ઝુહા' ૭ (સાત) વખત સંપૂર્ણ પઢે.
- દરેક વખતે નીચેની આયતને ૩ (ત્રણ) વખત દોહરાવે.

وَوَجَدَکَ ضَآلًّا فَهَدٰی ص (سورۂ'ضحٰی':۷)

**'વ વ–જ–દ–ક ઝાલ્લન્ ફ હદા.'** (સૂરએ 'ઝુહા' : ૭)

(ઈ. અ.) તે વસ્તુ મળી જશે. જો તે વસ્તુ ન મળશે તો અલ્લાહ તઆલા તેનાથી સારી વસ્તુ અતા ફરમાવશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૬૦]

**૬૪૬ ખોવાયેલી વ્યક્તિ કે વસ્તુ પાછી મેળવવા માટે છઠ્ઠો અમલ**

કોઈ વ્યકિત ખોવાઈ ગઈ હોય તો સૂરએ 'ક—સ—સ'ની આયત નંબર : ૧૩ ને પઢીને આસમાનની તરફ ફૂંક મારે. ઈન્શા અલ્લાહુ તઆલા તે મળી જશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૨૭]

## ૬૪૭ જો કોઈ વસ્તુ ગુમ થવાની સંભાવના હોય

જો કોઈ વસ્તુ અથવા માલ ગુમ થવાની કે બરબાદ થવાની સંભાવના હોય તો સૂરએ 'ક—સ—સ' (પારહ : ૨૦) સંપૂર્ણ કાગળ પર લખીને તે માલની જગ્યાએ લટકાવી દે. ઈન્શા અલ્લાહ તે માલ બરબાદ થશે નહિ. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૬૦]

# આઠમો વિભાગ

# ઘર અને સમાજ

## ☐ પતિ–પત્ની

## ૬૪૮ પતિની નારાઝગી દૂર કરવા માટે અમલ

સૂરએ 'બ—ક—રહ'ની આયત નંબર : ૧૬૫ પઢીને મિઠાઈ પર દમ કરીને પતિને ખવડાવે. ઈન્શા અલ્લાહ તેની નારાઝગી દૂર થઈ જશે. [આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૪૯, ૬૫]

## ૬૪૯ પતિની નફરત દૂર કરવા માટે અમલ

જયારે પણ સમય મળે ત્યારે પત્ની આ આયત પઢતી રહે. ઈન્શા અલ્લાહ પતિની નફરત દૂર થઈ જશે.

فَلَمَّا رَاَيْنَهٗۤ اَكْبَرْنَهٗ وَقَطَّعْنَ اَيْدِيَهُنَّ ز وَقُلْنَ حَاشَ لِلّٰهِ

مَاهٰذَا بَشَراً ط اِنْ هٰذَآ اِلَّا مَلَكٌ كَرِيْمٌ ع ('يوسف:٣١)

**'ફ લમ્મા રઅય્-નહૂ અકબરનહૂ વ કત્તઅ્-ન અય્દિ-યહુન્ન. વ કુલ્ન હા-શ લિલ્લાહિ મા હાઝા બ-શરા. ઈન્ હાઝા ઈલ્લા મ-લકુન્ કરીમ.'** ('ઝુહા' : ૭)
[આધારગ્રંથ : ૧૫ / સપ્ટેમ્બર : ૨૦૧૨]

## ૬૫૦ પતિનો ગુસ્સો દૂર કરવા માટે અમલ

જો પતિ ઘણો ગુસ્સાવાળો હોય અને પત્ની સાથે સદવર્તન કરતો ન હોય તો ચમેલીના ૭ (સાત) ફૂલ લઈ તેના પર ૭ (સાત) વખત સૂરએ 'ઈખ્લાસ' પઢીને દમ કરો. તે ફૂલ પતિના માથા નીચે મૂકી દો. ૭ (સાત) દિવસ સતત આ અમલ કરો.ઈન્શા અલ્લાહ તેનો સ્વભાવ નરમ થશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૫૮]

## ૬૫૧ બદચલન પતિને સુધારવા માટે અમલ

જો કોઈ સ્ત્રીનો પતિ કોઈ બીજી સ્ત્રી સાથે નાજાઈઝ સંબંધ ધરાવતો હોય અથવા હરામની કમાણી ઘરમાં લાવતો હોય તો સૂરએ 'માઈદહ'ની આયત નંબર : ૧૦૦ ને ૧૧ (અગિયાર) દિવસ સુધી ૧૪૧ (એક સો એકતાલીસ) વખત કોઈ ખાવાની વસ્તુ પર પઢીને દમ કરીને પતિને ખવડાવે. ઈન્શા અલ્લાહુ તઆલા તે હરામ કામ અને કમાણી છોડી દેશે.
[આધારગ્રંથ : ૩, ૪, ૧૯, ૩૦ / પાના : અનુક્રમે : ૧૭, ૧૬, ૧૨૧, ૧૬૮]

## ૬૫૨ પતિની નશો કરવાની આદત છોડાવવા માટે

નશો કરનાર માણસ જયારે રાત્રે સૂઈ જાય તો તેના માથાની

તરફ ઊભા રહીને નીચે લખેલી આયત એક વખત એટલા અવાજથી પઢીને સંભળાવે કે સૂવાવાળાની ઊંઘ ખરાબ ન થાય. ૪૦ (ચાલીસ) દિવસ આ અમલ કરવાથી ઈન્શા અલ્લાહ નશાની આદત છૂટી જશે.

يَـاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا اِنَّمَا الْخَمْرُ وَالْمَيْسِرُ وَالْاَنْصَابُ
وَالْاَزْلَامُ رِجْسٌ مِّنْ عَمَلِ الشَّيْطٰنِ فَاجْتَنِبُوْهُ لَعَلَّكُمْ
تُفْلِحُوْنَ ﴿۹۰﴾ (સૂરએ 'માઈદહ' : ૯૦) (سورۂ مائدہ:۹۰)

**'યા અય્યુહલ્લઝી-ન આમનૂ ઈન્નમલ્ ખમ્રુ વલ્ મય્સિરુ વલ્ અન્સાબુ વલ્ અઝલામુ રિજ્સુમ્ મિન્ અ-મલિશ્શયતાનિ ફજ્તનિબૂહુ લ-અલ્લકુમ્ તુફલિહૂન.'** [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૧૦]

## ૬૫૩ પત્નીનો પ્રેમ મેળવવા માટે અમલ

સૂરએ 'યૂસુફ'ને સંપૂર્ણ કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બાઝૂ પર બાંધે તો ઈન્શા અલ્લાહ તેની પત્ની તેને ઘણો પ્રેમ કરશે.
[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૪૯, ૬૬]

## ૬૫૪ પતિ-પત્નીમાં સુમેળ કરવા માટે પહેલો અમલ

જો પતિ-પત્નીમાં અણબનાવ હોય તો પતિ અથવા પત્ની બુધવારના દિવસે સૂર્ય ઉગવા પહેલાં માટીના કોરા માટલામાં કૂવાનું પાણી લાવે અને શરૂઆતમાં અને અંતમાં દુરૂદ શરીફ પઢી ૭૮૬ (સાત સો છયાંસી) વખત **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢીને દમ કરે. આ પાણી પતિ અથવા પત્નીને પિવડાવે. ઈન્શા અલ્લાહ અણબનાવ દૂર થશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૬૧]

## ૬૫૫ પતિ-પત્નીમાં સુમેળ કરવા માટે બીજો અમલ

જો પતિ-પત્નીમાં સુમેળ ન હોય તો પત્ની અથવા પતિના ડાબા પગની માટી લાવીને સૂરએ 'ફીલ' ૧૫૧ (એક સો એકાવન) વખત પઢીને દમ કરે અને ચુપકેથી પતિ અથવા પત્નીના શરીર પર અથવા પહેરેલા કપડાંમાં ચોપડી દે. ઈન્શા અલ્લાહ તેનું દિલ સુમેળ થઈ જશે.
[આધારગ્રંથ : ૨૬ / પાનું : ૫૭]

## ૬૫૬ પતિ-પત્નીમાં સુમેળ કરવા માટે ત્રીજો અમલ

જો પતિ-પત્નીમાં મતભેદ છે, આપસમાં મુહબ્બત નથી તો સૂરએ 'રૂમ'ની આયત નંબર : ૨૧ ને ૯૯ (નવ્વાણું) વખત કોઈ મીઠી વસ્તુ પર પઢીને દમ કરે અને પતિ-પત્ની બન્ને ખાય. આ પ્રમાણે ૩ (ત્રણ) દિવસ કરે. ઈન્શા અલ્લાહ સુમેળ થઈ જશે.
[આધારગ્રંથ : ૩, ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૨૦, ૧૪, ૧૦૮, ૧૬૭]

## ૬૫૭ આપસમાં મુહબ્બત માટે પહેલો અમલ

પતિ અથવા પત્ની સૂરએ 'બ-ક-રહ'ની આયત નંબર : ૧૬૫ ને ૩ (ત્રણ) વખત પઢીને કોઈ મીઠી વસ્તુ પર દમ કરીને પતિ અથવા પત્નીને ખવડાવે. ઈન્શા અલ્લાહ તે મુહબ્બત કરશે.
[આધારગ્રંથ : ૫ / પાનું : ૨૦]

## ૬૫૮ આપસમાં મુહબ્બત માટે બીજો અમલ

નીચે લખેલી આયતને પઢીને મીઠી વસ્તુ પર દમ કરીને ખવડાવે. ઈન્શા અલ્લાહુ તઆલા મુહબ્બત પૈદા થઈ જશે.

يُحِبُّهُمْ وَيُحِبُّوْنَهٗۤ ۙ اَذِلَّةٍ عَلَى الْمُؤْمِنِيْنَ اَعِزَّةٍ
عَلَى الْكٰفِرِيْنَ ز (સૂરએ 'માઈદહ' : ૫૪) (سورۂ مائدہ: ۵۴)

**'યુહિબ્બુહુમ્ વ યુહિબ્બૂનહ. અઝિલ્લતિન્ અલલ્ મુઅ્મિની-ન અઈઝ્ઝતિન્ અલલ્ કાફિરીન.'**

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૯૩]

### ૬૫૯ આપસમાં મુહબ્બત માટે ત્રીજો અમલ

સૂરએ 'અનૂફાલ'ની આયત નંબર : ૬૨ અને ૬૩ ને પઢીને મીઠી વસ્તુ પર દમ કરીને ખવડાવે. દિલી મુહબ્બત ઈન્શા અલ્લાહુ તઆલા પૈદા થઈ જશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૯૩]

### ૬૬૦ આપસમાં મુહબ્બત પૈદા કરવા માટે ચોથો અમલ

સૂરએ 'યૂસુફ'ની આયત નંબર : ૨૯, ૩૦ પઢીને મીઠી વસ્તુ પર દમ કરીને ખવડાવે. ઈન્શા અલ્લાહ દિલમાં મુહબ્બત પેદા થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૯૩]

### ૬૬૧ આપસમાં મુહબ્બત પૈદા કરવા માટે પાંચમો અમલ

નીચે લખેલી આયતોને પઢીને મીઠી વસ્તુ પર દમ કરીને ખવડાવે. ઈન્શા અલ્લાહ દિલી મુહબ્બત પેદા થશે.

**'ઈન્ની અહ્બબ્તુ હુબ્બલ્ ખય્રિ અન્ ઝિક્રિ રબ્બી. હત્તા તવારત્ બિલ્ હિજાબ. રુદ્દૂહા અલય્ય. ફ તફિ-ક મસ્હમ્ બિસ્સૂકિ વલ્ અઅ્નાક.'** (સૂરએ 'સા-દ' : ૩૨, ૩૩)

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૯૪]

### ૬૬૨ આપસમાં મુહબ્બત પૈદા કરવા માટે છઠ્ઠો અમલ

સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૪૩ નવી પેનથી મિઠાઈ અથવા ખારેક અથવા અંજીર અથવા બોર પર લખીને જે લોકોમાં દુશમની અને અણબનાવ હોય તેમને ખવડાવવાથી ઈન્શા અલ્લાહ મુહબ્બત પૈદા થઈ જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૯૫]

### ૬૬૩ પોતાની કોઈ વ્યક્તિ કોઈ નાપસંદ કામ ન કરે તે માટે અમલ

જેના માટે એવું ચાહતા હોય કે તે કોઈ નાપસંદ કામ ન કરે, તેના કપાળના વાળ પકડીને સૂરએ 'કદ્ર' પઢે તો કોઈ નાપસંદ કામ તેનાથી થશે નહિ. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૮૮, ૯૬]

### ૬૬૪ ગૈર (પરાયા) મર્દ કે ઔરત તરફનું આકર્ષણ દૂર કરવા માટે અમલ

વુઝૂ કરીને ૩ (ત્રણ) વખત :

- 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ',
- સૂરએ 'અમ્બિયા'ની આયત નંબર : ૮૭,
- સૂરએ 'નૂર'ની આયત નંબર : ૩૫ અને
- સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૫૫

પઢીને પાણીની એક પ્યાલી પર દમ કરે અને પિવડાવે. આ અમલ ૪૦ (ચાલીસ) દિવસ સુધી સતત ચાલુ રાખે. ઈન્શા અલ્લાહ પરાઈ વ્યક્તિ તરફનું આકર્ષણ દૂર થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૬૦]

## ☐ ઔલાદની ઈસ્લાહ અને શિક્ષણ

**૬૬૫ બાળકોને ફરમાંબરદાર બનાવવા પહેલો અમલ**

જેની ઔલાદ નાફરમાન હોય તે નીચે લખેલી આયતને દરેક નમાઝ પછી પઢે. આયત પઢતી વખતે **'ઝુર્રિયતી'** શબ્દ પર પોતાની ઔલાદનો ખ્યાલ કરે. ઈન્શા અલ્લાહુ તઆલા ફરમાંબરદાર થઈ જશે.

وَاَصۡلِحۡ لِیۡ فِیۡ ذُرِّیَّتِیۡ ۚؕ اِنِّیۡ تُبۡتُ اِلَیۡکَ
وَاِنِّیۡ مِنَ الۡمُسۡلِمِیۡنَ ﴿۱۵﴾ (سورۂ احقاف:۱۵)

**'વ અસ્લિહ્ લી ફી ઝુર્રિય્યતી. ઈન્ની તુબ્તુ ઈલય્-ક વ ઈન્ની મિનલ્ મુસ્લિમીન.'** (સૂરએ 'અહકાફ' : ૧૫)

[આધારગ્રંથ : ૫, ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૨૨, ૯૩, ૯૨]

**૬૬૬ બાળકોને ફરમાંબરદાર બનાવવા બીજો અમલ**

સૂરએ 'ફુરકાન'ની આયત નંબર : ૭૪ દરેક ફર્ઝ નમાઝ પછી પઢે. ઈન્શા અલ્લાહ બાળકો ફરમાંબરદાર થઈ જશે.

[આધારગ્રંથ : ૧૧, ૧૪ / પાના નંબર : અનુક્રમે : ૧૦, ૫]

**૬૬૭ બાળકોને ફરમાંબરદાર બનાવવા ત્રીજો અમલ**

દરરોજ રાતના સમયે બાળક ઘેરી ઊંઘમાં સૂઈ જાય ત્યારે માથા પાસે ઊભા રહીને એક વખત મા-બાપ સૂરએ 'બુરૂજ'ની આયત નંબર : ૨૧, ૨૨ એટલા અવાજથી પઢે કે બાળકની ઊંઘ ખરાબ ન થાય. ઈન્શા અલ્લાહ બાળકો ફરમાંબરદાર થઈ જશે.

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૩૧, ૩૨]

**૬૬૮ બાળકોને ફરમાંબરદાર બનાવવા ચોથો અમલ**

સૂરએ 'હૂદ'ની આયત નંબર : ૫૬ નાફરમાન ઔલાદની પેશાનીના વાળ પકડીને ૧૧ (અગિયાર) વખત પઢીને દમ કરે.ઈન્શા અલ્લાહ ફરમાંબરદાર થઈ જશે. [આધારગ્રંથ : ૪ / પાનું : ૩૧]

## ૬૬૯ બાળકોને ફરમાંબરદાર બનાવવા પાંચમો અમલ

(૧) સૂરએ 'ક—હ—ફ'ની આયત નંબર : ૨૫ અને
(૨) સૂરએ 'તા—હા'ની આયત નંબર : ૧૦૮ ને

કાગળ પર લખી તા'વીઝ બનાવી બાળકના ગળામાં પહેરાવે. (ઈ. અ.) તે ફરમાંબરદાર થઈ જશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૪]

## ૬૭૦ બાળકોને ફરમાંબરદાર બનાવવા છઠ્ઠો અમલ

આ આયતને વધુ પ્રમાણમાં પઢી પાણી પર દમ કરીને નાફરમાન બાળકને પિવડાવે. ઈન્શા અલ્લાહ ફરમાંબરદાર બની જશે.

قُلْ اِنَّنِیْ هَدٰنِیْ رَبِّیْ اِلٰی صِرَاطٍ مُّسْتَقِیْمٍ ۚ

(سورۂ انعام:۱۶۱) (સૂરએ 'અન્આમ' : ૧૬૧)

**'કુલ્ ઈન્નની હદાની રબ્બી ઈલા સિરાતિમ્ મુસ્તકીમ.'**
[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૫૬]

## ૬૭૧ બાળકોને ફરમાંબરદાર બનાવવા સાતમો અમલ

જો કોઈનું બાળક ઝિદ્દી (જક્કી) હોય અથવા નાફરમાન હોય તો બાળકના માથા પર હાથ મૂકીને આ આયતને ૧૧ (અગિયાર) વખત પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ ફરમાંબરદાર થઈ જશે.

اَللّٰهُ يَجْتَبِیْٓ اِلَيْهِ مَنْ يَّشَآءُ وَيَهْدِیْٓ اِلَيْهِ مَنْ يُّنِيْبُ ط

**'અલ્લાહુ યજ્તબી ઈલયહિ મંય્ યશાઉ વ યહ્દી ઈલયહિ મંય્ યુનીબ.'** (સૂરએ 'શૂરા' : ૧૩)

[આધારગ્રંથ : ૪, ૧૯ / પાના નંબર : અનુક્રમે : ૬૩, ૫૬]

### ૬૭૨ બાળકોને ફરમાંબરદાર બનાવવા આઠમો અમલ

૩ (ત્રણ) વખત સૂરએ 'ફાતિહા' પઢીને પાણી પર દમ કરીને નાફરમાન બાળકને પિવડાવે. ઈન્શા અલ્લાહ ફરમાંબરદાર થઈ જશે.

[આધારગ્રંથ : ૨૯ / પાનું : ૧૧૬]

### ૬૭૩ બાળકના બુરા કામો છોડાવવા માટે અમલ

સૂરએ 'ફલક' અને સૂરએ 'નાસ' પઢીને પાણી પર દમ કરીને પિવડાવે અને મા–બાપ મગરિબ બા'દ સૂરએ 'વાકિઅહ' પઢે. ઈન્શા અલ્લાહ બાળક બુરા કામો છોડી દેશે.

[આધારગ્રંથ : ૧૫ / મે–જૂન : ૨૦૧૨]

### ૬૭૪ બાળકને ભણવામાં દિલ લાગતું ન હોય

જયારે બાળક ગાઢ ઊંઘમાં સૂઈ જાય તો તેના માથા પાસે બેસીને એટલા અવાજથી આ આયત પઢે કે બાળકની ઊંઘ ખરાબ ન થાય. આ ઈલાજની મુદત એક મહિનો છે. (ઈ. અ.) ભણવામાં તેનું દિલ લાગશે.

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿سورۂ قمر:۱۷﴾

**'વ લકદ્ યસ્સરનલ્ કુર્આ–ન લિઝ્ઝિક્રિ ફ હલ્ મિમ્ મુદ્દકિર.'** [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૪૦]

### ૬૭૫ બાળકનું શાળાનું પરિણામ સારું આવવા માટે

પરીક્ષા આપવા જતાં પહેલાં આ આયતને ૭ (સાત) વખત પઢી લે. ઈન્શા અલ્લાહ જરૂર કામિયાબી મળશે.

فَاِنَّ حَسْبَکَ اللّٰهُ ط هُوَالَّذِیٓ اَیَّدَکَ بِنَصْرِهٖ وَبِالْمُؤْمِنِیْنَ ط (سورۂ انفال:۶۲)

**'ફ ઈન્ન હસ્બ-કલ્લાહ. હુ-વલ્લઝી અય્ય-દ-ક બિ નસ્રિહી વ બિલ્ મુઅ્મિનીન.'** (સૂરએ 'અન્ફાલ' : ૬૨)

[આધારગ્રંથ : ૩, ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૩૫, ૨૨૪ ૧૩૪, ૧૭૦]

**૬૭૬ પોતાની અને બાળકોની ઈસ્લાહ માટે અમલ**

જો આપ પોતાની ઔલાદની ફરમાંબરદારી ઈચ્છતા હોય અને પોતે પણ અલ્લાહ તઆલાના પસંદીદહ અમલ કરવા ચાહતા હોય તો સૂરએ 'અહકાફ'ની આયત નંબર : ૧૫ ને દરરોજ ૩ (ત્રણ) વખત પઢે. ઈન્શા અલ્લાહ ઈસ્લાહ થશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૭૧]

## ☐ ઔલાદની શાદી

**૬૭૭ ઔલાદની શાદી થાય તે માટે પહેલો અમલ**

સૂરએ 'તા-હા'ને કાગળ પર સંપૂર્ણ લખીને રેશમના લીલા રંગના કપડાંમાં લપેટીને પોતાની પાસે રાખે. ઈન્શા અલ્લાહ ઔલાદની શાદી જલ્દી થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૪૮]

**૬૭૮ ઔલાદની શાદી થાય તે માટે બીજો અમલ**

સૂરએ 'અહઝાબ'ને કાગળ પર લખીને એક ડબ્બીમાં બંધ

કરીને ઘરમાં મૂકી દે. ઈન્શા અલ્લાહ છોકરીઓના પૈગામ આવશે.
[આધારગ્રંથ : ૧૧, ૧૪ / પાના નંબર : અનુક્રમે : ૪૯, ૩]

## ૬૭૯ ઔલાદની શાદી થાય તે માટે ત્રીજો અમલ

દરરોજ આ આયતને ઉઠતા–બેસતા પઢતાં રહો. ઈન્શા અલ્લાહ શાદીનો નેક રિશ્તો મળી જશે.

اَمَّنۡ یُّجِیۡبُ الۡمُضۡطَرَّ اِذَا دَعَاهُ وَیَكۡشِفُ السُّوۡٓءَ

(سورۂ 'نمل':۶۲) (સૂરએ 'નમ્લ' : ૬૨)

**'અમ્મંય્ યુજીબુલ્ મુઝતર્ર ઈઝા દઆહુ વ યક્શિફુસ્સુઅ.'**
[આધારગ્રંથ : ૧, ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૫૭, ૧૨, ૪૫, ૧૬૪]

## ૬૮૦ ઔલાદની શાદી થાય તે માટે ચોથો અમલ

દરરોજ ઈશાની નમાઝ બા'દ સૂરએ 'મુમ્તહિનહ' સંપૂર્ણ એક વખત પઢે. શરૂમાં અને અંતમાં ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢે. ઈન્શા અલ્લાહ જરૂર કામિયાબી મળશે. [આધારગ્રંથ : ૧ / પાનું : ૫૯]

## ૬૮૧ ઔલાદની શાદી થાય તે માટે પાંચમો અમલ

જેના છોકરા અથવા છોકરીના નિકાહ ન થતા હોય તો તે આ આયત ૨૧ (એકવીસ) દિવસ સુધી ૩૧૩ (ત્રણ સો તેર) વખત પઢે. ઈન્શા અલ્લાહ નિકાહ થશે.

وَهُوَ الَّذِیۡ خَلَقَ مِنَ الۡمَآءِ بَشَرًا فَجَعَلَهٗ نَسَبًا وَّ صِهۡرًا ؕ
وَكَانَ رَبُّكَ قَدِیۡرًا ۝ ('ફુરકાન' : ૫૪) ('فرقان':۵۴)

**'વ હુ-વલ્લઝી ખ-લ-ક મિનલ્ માઈ બ-શરન્ ફ જ-અ-લહૂ ન-સબંવ્ વ સિહ્રા. વ કા-ન રબ્બુ-ક કદીરા.'**

[આધારગ્રંથ : ૩, ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૧૮, ૩૭, ૪૮, ૧૮૩]

## ૬૮૨ ઔલાદની શાદી થાય તે માટે છટ્ઠો અમલ

જો કોઈ છોકરી માટે રિશ્તો આવતો ન હોય અથવા રિશ્તો આવતો હોય પરંતુ પસંદ આવતો ન હોય તો તે આ આયતને ૧૧૩ (એક સો તેર) વખત અને ૩ (ત્રણ) વખત સૂરએ 'ઝુહા' પઢે. દર મહિને ૧૧ (અગિયાર) દિવસ સુધી પઢે અને ૩ (ત્રણ) મહિના સુધી આ અમલ ચાલુ રાખે. ઈન્શા અલ્લાહ રિશ્તો થઈ જશે.

رَبِّ اِنِّیْ لِمَآ اَنْزَلْتَ اِلَیَّ مِنْ خَیْرٍ فَقِیْرٌ ۝ ('قصص':۲۴)

**'રબ્બિ ઈન્ની લિમા અન્ઝલ્-ત ઈલય્ય મિન્ ખય્રિન્ ફકીર.'** (સૂરએ 'ક-સ-સ' : ૨૪)

[આધારગ્રંથ : ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૧૮, ૪૬, ૧૬૫]

## ૬૮૩ ઔલાદની શાદી થાય તે માટે સાતમો અમલ

જેની છોકરીનો કોઈ રિશ્તો આવતો ન હોય અથવા એ કામમાં અવરોધ પૈદા થતો હોય અને સફળતા થતી ન હોય તો તે દરરોજ ૩ (ત્રણ) વખત સૂરએ 'રહમાન' સંપૂર્ણ પઢે. આ અમલ સફળતા પ્રાપ્ત થાય ત્યાં સુધી ચાલુ રાખે. ઈન્શા અલ્લાહ જલ્દી સફળતા મળી જશે.

[આધારગ્રંથ : ૪ / પાનું : ૬૧]

## ૬૮૪ ઔલાદની શાદી થાય તે માટે આઠમો અમલ

છોકરીઓના રિશ્તા માટે આ આયતને ફજરની નમાઝ બા'દ એક તસ્બીહ (૧૦૦ વખત) દરરોજ પઢે. શરૂઆત અને અંતમાં દુરૂદ શરીફ પઢે. ઈન્શા અલ્લાહ સફળતા મળશે.

إِنَّمَآ أَمْرُهُۥٓ إِذَآ أَرَادَ شَيْـًٔا أَن يَقُولَ لَهُۥ كُن فَيَكُونُ

(سورۂ یٰسٓ:۸۲) (સૂરએ 'યા સી–ન' : ૮૨)

**'ઈન્નમા અમ્રુહૂ ઈઝા અરા–દ શયઅન્ અંય્ યકૂ–લ લહૂ કુન્ ફ યકૂન.'** [આધારગ્રંથ : ૪ / પાનું : ૬૬]

## ૬૮૫ ઔલાદની શાદી થાય તે માટે નવમો અમલ

૨૧ (એકવીસ) દિવસ સુધી સતત સૂરએ 'તવબહ' સંપૂર્ણ પઢે. રિશ્તા માટે આ ઘણો કામિયાબ અને અજમાવેલો નુસ્ખો છે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૪૬]

## ૬૮૬ ઔલાદની શાદી થાય તે માટે દસમો અમલ

છોકરીઓના રિશ્તા માટે આ આયતોને ઉઠતા–બેસતા પઢો. ઈન્શા અલ્લાહ સફળતા મળશે.

فَإِنَّ مَعَ الْعُسْرِ يُسْرًا ۙ إِنَّ مَعَ الْعُسْرِ يُسْرًا ط

(سورۂ انشراح:۵،۶) (સૂરએ 'ઈન્શિરાહ' : ૫, ૬)

**'ફ ઈન્ન મઅલ્ ઉસ્રિ યુસ્રા. ઈન્ન મઅલ્ ઉસ્રિ યુસ્રા.'**

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૫૩]

## ૬૮૭ ઔલાદની શાદી થાય તે માટે અગિયારમો અમલ

દરેક ફર્ઝ નમાઝ પછી આ આયતોને ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ સફળતા મળશે.

قُلْ اِنَّ الْفَضْلَ بِيَدِ اللّٰهِ ۚ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ۚ
وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ۚ يَخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَآءُ ۚ
وَاللّٰهُ ذُوالْفَضْلِ الْعَظِيْمِ ۚ (سورۂ آلِ عمران: ۷۳، ۷۴)

**'કુલ્ ઈન્નલ્ ફઝ્-લ બિ યદિલ્લાહ. યુઅ્તીહિ મંય્ યશાઅ. વલ્લાહુ વાસિઉન્ .અલીમ. યખ્તસ્સુ બિ રહમતિહી મંય્ યશાઅ. વલ્લાહુ ઝુલ્ ફઝ્લિલ્ અઝીમ.'**
(સૂરએ 'આલિ ઈમરાન' : ૭૩, ૭૪)
[આધારગ્રંથ : ૧૪ / પાનું : ૪]

## ☐ ઘર, ઘરવાળા, સગાંઓ, ખાનદાનવાળાઓ

### ૬૮૮ ઘરવાળામાં કુસંપ દૂર કરવા માટે અમલ

જો ઘરવાળાઓમાં આપસમાં કુસંપ હોય તો **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** ૭ (સાત) વખત પઢીને ખાવાની વસ્તુ પર દમ કરીને બધાં ખાઈ લે તો ઈન્શા અલ્લાહુ તઆલા આપસમાં મુહબ્બત પૈદા થઈ જશે. [આધારગ્રંથ : ૩૩ / પાનું : ૧૭૦]

### ૬૮૯ ઘરવાળા ફરમાંબરદાર અને પરહેઝગાર બને તે માટે અમલ

દરેક ફર્ઝ નમાઝ પછી આ આયત પઢે. ઈન્શા અલ્લાહ ફરમાંબરદાર બનશે.

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا
لِلْمُتَّقِيْنَ اِمَامًا ۚ (સૂરએ 'ફુરકાન' : ૭૪) (سورۂ فرقان: ۷۴)

**'રબ્બના હબ્ લના મિન્ અઝ્વાજિના વ ઝુર્રિય્યાતિના કુર્ર-ત અઅ્યુનિંવ્ વજ્અલ્ના લિલ્ મુત્તકી-ન ઈમામા.'**

[આધારગ્રંથ : ૧૪ / પાનું : ૫]

## ૬૯૦ સગાંઓ વચ્ચે મુહબ્બત પૈદા થવા માટે પહેલો અમલ

આ આયતોને ૪૦ (ચાલીસ) વખત પઢીને ૪૦ (ચાલીસ) દિવસ સુધી તકિયા પર દમ કરે. ઈન્શા અલ્લાહ મુહબ્બત પૈદા થશે.

اِنَّهُمْ يَكِيْدُوْنَ كَيْدًا ۙ وَّاَكِيْدُ كَيْدًا ﺻﻠﮯ

(سورۂ'طارق':۱۵،۱۶) (સૂરએ 'તારિક' : ૧૫, ૧૬)

**'ઈન્નહુમ્ યકીદૂ-ન કય્દા. વ અકીદુ કય્દા.'**

[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૪૬]

## ૬૯૧ સગાંઓ વચ્ચે મુહબ્બત પૈદા થવા માટે બીજો અમલ

જે ઘરમાં અથવા ખાનદાનમાં કુસંપ હોય અથવા કોઈની સાથે દુશમની હોય તો દરરોજ દરેક ફર્ઝ નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત આ આયતને પઢીને આ વાત તરફ ધ્યાન કેન્દ્રિત કરીને આસમાનની તરફ ફૂંકી દે. ઈન્શા અલ્લાહ કુસંપ દૂર થશે.

وَنَزَعْنَا مَا فِىْ صُدُوْرِهِمْ مِّنْ غِلٍّ اِخْوَانًا عَلٰى سُرُرٍ مُّتَقٰبِلِيْنَ ۝

(سورۂ'حجر':۴۷) (સૂરએ 'હિજ્ર' : ૪૭)

**'વ નંઝઅ્ના મા ફી સુદૂરિહિમ્ મિન્ ગિલ્લિન્ ઈખ્વાનન્ અલા સુરુરિમ્ મુ-તકાબિલીન.'**

[આધારગ્રંથ : ૩, ૪, ૧૯ / પાના નંબર : અનુક્રમે : ૨૨, ૭૨, ૧૦૪]

### ૬૯૨ આપસની અદાવત, બુગ્ઝ, કુસંપ દૂર કરવા માટે અમલ

જે લોકોમાં બુગ્ઝ, અદાવત અને કુસંપ હોય તેમને સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૪૩ ને મિઠાઈ પર લખી ખવડાવવાથી (ઈ.અ.) મુહબ્બત અને સંપ પૈદા થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૮૮]

### ૬૯૩ ખાનદાની કુસંપ (ઝઘડા) દૂર કરવા માટે અમલ

નીચે લખેલી આયતને દરરોજ ૧૧ (અગિયાર) વખત પઢે. ઈન્શા અલ્લાહ કુસંપ દૂર થશે અને મુહબ્બત પેદા થશે.

وَاَلَّفَ بَيْنَ قُلُوْبِهِمْ ؕ لَوْ اَنْفَقْتَ مَا فِى الْاَرْضِ جَمِيْعًا مَّآ اَلَّفْتَ بَيْنَ قُلُوْبِهِمْ وَلٰكِنَّ اللّٰهَ اَلَّفَ بَيْنَهُمْ ؕ اِنَّهٗ عَزِيْزٌ حَكِيْمٌ ع
(سورۂ انفال:۶۳)

**'વ અલ્લ–ફ બય્–ન કુલૂબિહિમ. લવ્ અન્ફક–ત મા ફિલ્ અર્દિ જમીઅમ્ મા અલ્લફ–ત બય્–ન કુલૂબિહિમ. વ લાકિન્નલ્લા–હ અલ્લ–ફ બય્નહુમ્. ઈન્નહૂ અઝીઝુન્ હકીમ.'** (સૂરએ 'અન્ફાલ' : ૬૩)

[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૭૪]

### ૬૯૪ ઘરમાં સુખ–શાંતિ અને ખૂશહાલી માટે અમલ – ૧

'તફસીરે ઈત્તકાન'માં હઝરત યહ્યા ઈબ્ને કસીર રદિયલ્લાહુ તઆલા અન્હુથી રિવાયત છે કે :

જે કોઈ નિયમિત રીતે રોજ સવારે સૂરએ 'યા સી–ન' (શરીફ) પઢતો રહે તે ઈન્શા અલ્લાહ સાંજ સુધી ખૂશ રહેશે અને જે કોઈ સાંજના નિયમિત પઢશે તે ઈન્શા અલ્લાહ સવાર સુધી ખૂશ રહેશે.

[આધારગ્રંથ : ૨૩ / પાનું : ૫]

### ૬૯૫ ઘરમાં સુખ–શાંતિ અને ખૂશહાલી માંટે અમલ – ૨

જે માણસ દરરોજ સૂરએ 'વાકિઅહ' (પારહ : ૨૭) પઢશે. અલ્લાહ તઆલા તેના ઘરમાં સુખ–શાંતિ અને ખૂશહાલી અતા ફરમાવશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૭૯]

### ૬૯૬ ઘરમાં સુખ–શાંતિ અને ખૂશહાલી માટે અમલ – 3

દરેક નમાઝ (ફર્ઝ, વાજિબ, સુન્નત, નફિલ)ના અંતિમ કાયદામાં દુઆએ મા'સૂરહ પઢવા પછી સલામ ફેરવા પહેલાં અમલ નંબર : ૬૮૯ માં લખેલી સૂરએ 'ફુરકાન'ની આયત નંબર : ૭૪ પણ પઢી લો. ઈન્શા અલ્લાહ ઘરમાં સુખ–શાંતિ થશે.

[આધારગ્રંથ : ૩૩ / પાનું : ૯૯]

## નવમો વિભાગ

## ઈઝ્ઝત, આબરૂ, લોકપ્રિયતા

### ☐ ઈઝ્ઝત, આબરૂ, લોકપ્રિયતા

### ૬૯૭ ગયેલી ઈઝ્ઝત–આબરૂ ફરી મેળવવા માટે અમલ

આ આયતને દરરોજ ૧૧ (અગિયાર) વખત પઢી પોતાના ઉપર દમ કરે. ઈન્શા અલ્લાહ ફરીથી ઈઝ્ઝતવાળા થઈ જશો.

فَسُبْحٰنَ الَّذِیْ بِیَدِہٖ مَلَکُوْتُ کُلِّ شَیْءٍ وَّاِلَیْہِ تُرْجَعُوْنَ ع (سورۂ یٰس:۸۳)

**'ફ સુબ્હાનલ્લઝી બિ યદિહી મ–લકૂતુ કુલ્લિ શય્ઈવ્ વ ઈલયહિ તુરજઊન.'** (સૂરએ 'યા સી–ન' : ૮૩)

[આધારગ્રંથ : ૩, ૪ / પાના નંબર : અનુક્રમે : ૪૮, ૧૩]

## ૬૯૮ ઈઝ્ઝત અપાવનારી ખાસ આયત શરીફ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે :

''આ આયત ઈઝ્ઝત અપાવનારી છે.

اَلْحَمْدُ لِلّٰہِ الَّذِیْ لَمْ یَتَّخِذْ وَلَدًا وَّلَمْ یَکُنْ لَّہٗ شَرِیْکٌ فِی الْمُلْکِ وَلَمْ یَکُنْ لَّہٗ وَلِیٌّ مِّنَ الذُّلِّ وَکَبِّرْہُ تَکْبِیْرًا ع (સૂરએ 'ક–હ–ફ' : ૧૧૧) (سورۂ کہف:۱۱۱)

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી લમ્ યત્તખિઝ્ વ–લદંવ્ વ લમ્ યકુલ્લહૂ શરીકુન્ ફિલ્ મુલ્કિ વ લમ્ યકુલ્લહૂ વલિય્યુમ્ મિનઝ્ઝુલ્લિ વ કબ્બિરહુ તકબીરા.'**

[આધારગ્રંથ : ૨૯ / પાનું : ૨૭]

## ૬૯૯ ઈઝ્ઝત અને આબરૂ મેળવવા માટે અમલ

આ આયતને દરરોજ ૭ (સાત) વખત પઢો. ઈન્શા અલ્લાહ ઈઝ્ઝત–આબરૂ મળશે.

فَلِلّٰہِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ رَبِّ الْعٰلَمِیْنَ ع وَلَہُ الْکِبْرِیَآءُ فِی السَّمٰوٰتِ وَالْاَرْضِ ط

وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ع (سورۂ جاثیہ:۳۶،۳۷)

**'ફ લિલ્લાહિલ્ હમ્દુ રબ્બિસ્સમાવાતિ વ રબ્બિલ્ અર્દિ રબ્બિલ્ આલમીન. વ લહુલ્ કિબ્રિયાઉ ફિસ્સમાવાતિ વલ્ અર્દ. વ હુ-વલ્ અઝીઝુલ્ હકીમ.'**

[આધારગ્રંથ : ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૧૯, ૫૮, ૧૬૯]

### ૭૦૦ મજલિસમાં જાય તો મજલિસવાળા તઅઝીમ કરે તે માટે અમલ

જે માણસ સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૧૫૪ સાત વખત પઢીને મજલિસમાં જશે તો ઈન્શા અલ્લાહ તમામ મજલિસવાળા તેની ઈઝ્ઝત કરશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૪]

### ૭૦૧ માન-મર્તબહ મેળવવા માટે અમલ

સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૧ થી ૪ કાગળ પર બારીક કલમથી લખીને વીટીંના નંગના નીચે મૂકી દે. તો ઈન્શા અલ્લાહ માન-મર્તબહ પ્રાપ્ત થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૯૦]

### ૭૦૨ રુત્બહ અને શાન વધારવા માટે અમલ

આ આયત કાગળ પર લખીને તા'વીઝ બનાવી બાંધે. ઈન્શા અલ્લાહ દરેક જગ્યાએ ઈઝ્ઝત અને આબરૂ મળશે.

وَاذْكُرْ فِي الْكِتٰبِ اِدْرِيْسَ ز اِنَّهٗ كَانَ صِدِّيْقًا نَّبِيًّا ۙ وَّرَفَعْنٰهُ مَكَانًا عَلِيًّا ع (سورۂ مریم:۵۶،۵۷)

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૯૧]

## ૭૦૩ ઈઝ્ઝત, માન મેળવવા માટે અમલ

- બોટલમાં ચમેલીના તેલમાં મુશ્ક (કસ્તૂરી) અને ઝા'ફરાન (કેસર) મિક્ષ કરે.
- ફજરની નમાઝ બા'દ સૂરએ 'અહઝાબ'ની આયત નંબર : ૪૫ થી ૪૮ ને ૭ (સાત) દિવસ સુધી પઢી એના પર દમ કરે.
- એને ભવાં અને ગાલ પર લગાવીને જેની સામે જશે તે એની ઈઝ્ઝત કરશે અને માન તથા સદવર્તન કરશે. જે માંગશે તે એને આપશે અને બધાં પર તેનો રોબ થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૯૨]

## ૭૦૪ લોકપ્રિયતા મેળવવા માટે પહેલો અમલ

આ આયતોને નંગ પર કોતરાવીને અથવા કાગળ પર લખી તા'વીઝ બનાવીને પહેરે. ઈન્શા અલ્લાહ લોકપ્રિયતા મળશે.

وَلَقَدْ جَعَلْنَا فِي السَّمَآءِ بُرُوجاً وَّزَيَّنّٰهَا لِلنّٰظِرِيْنَ ۙ
وَحَفِظْنٰهَا مِنْ كُلِّ شَيْطٰنٍ رَّجِيْمٍ ۙ (سورۂ حجر: ۱۶، ۱۷)

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૩]

## ૭૦૫ લોકપ્રિયતા મેળવવા માટે બીજો અમલ

સૂરએ 'મુહમ્મદ' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કાગળ પર લખીને ઝમઝમના પાણીથી ધોઈને પીએ. ઈન્શા અલ્લાહ ખૂબ ઈઝ્ઝત થશે. આ અનુભવસિદ્ધ અમલ છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૩]

## ૭૦૬ લોકપ્રિયતા મેળવવા માટે ત્રીજો અમલ

રમઝાન શરીફના પહેલી જુમ્અહના ઝોહર અને અસરના

દરમિયાન જે માણસ સૂરએ 'અન્‌ફાલ'ની આયત નંબર : ૬૨, ૬૩ ને કાગળ પર લખીને પોતાની પાસે રાખશે તે ઈન્શા અલ્લાહ લોકપ્રિયતા મેળવશે અને તેની ઈઝ્ઝત વધશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૩]

**૭૦૭ લોકપ્રિયતા મેળવવા માટે ચોથો અમલ**

જે માણસ **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** ૬૨૫ (છસો પચ્ચીસ) વખત કાગળ પર લખીને પોતાની પાસે રાખશે અલ્લાહ તઆલા તેને એક પ્રભાવ અને ઈઝ્ઝત અતા ફરમાવશે. આ અનુભવસિદ્ધ અમલ છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૪]

**૭૦૮ ઈઝ્ઝત–આબરૂની હિફાઝત માટે અમલ**

સૂરએ 'મુઅ્‌મિનૂન'ની આયત નંબર : ૧ થી ૧૧ રાતના સૂતી વખતે જરૂર પઢે. આ આયતો ઈઝ્ઝત–આબરૂની હિફાઝત કરે છે.
[આધારગ્રંથ : ૪ / પાનું : ૩૭]

**૭૦૯ બેઈઝ્ઝતી દૂર થવા માટે અમલ**

આ આયતને ઉઠતા–બેસતા વધુ પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ બેઈઝ્ઝતી દૂર થશે.

وَيُحِقُّ اللّٰهُ الْحَقَّ بِكَلِمٰتِهٖ وَلَوْ كَرِهَ الْمُجْرِمُوْنَ ع

**'વ યુહિક્કુલ્લાહુલ્ હક્ક બિ કલિમાતિહી વ લવ્ કરિ–હલ્ મુજરિમૂન.'** (સૂરએ 'યૂનુસ' : ૮૨)
[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૮૦]

**૭૧૦ બદનામીથી બચવા માટે અમલ**

આ આયતને સવારે અને સાંજે ૪૧ (એકતાલીસ) વખત પઢીને પોતાના ઉપર દમ કરે. ઈન્શા અલ્લાહ બદનામીથી બચશે.

وَلَا يَحْزُنْكَ قَوْلُهُمْ ۘ اِنَّ الْعِزَّةَ لِلّٰهِ جَمِيْعًا ؕ
هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ۚ (સૂરએ 'યૂનુસ' : ૬૫) (سورۂ یونس:۶۵)

**'વ લા યહ્ઝુન્-ક કવ્લુહુમ્. ઈન્નલ્ ઈઝ્ઝ-ત લિલ્લાહિ જમીઆ. હુ-વસ્સમીઉલ્ અલીમ.'**

[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૮૬]

**દસમો વિભાગ**

## કામ અને ઈરાદામાં કામિયાબી

### ☐ કામ અને ઈરાદામાં કામિયાબી માટે

### ૭૧૧ બન્ને જહાનમાં કામિયાબી માટે અમલ

સૂરએ 'મુહમ્મદ' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) (પારહ : ૨૬) આયત નંબર : ૧૫ ને સવારે અને સાંજે ૩ (ત્રણ) વખત પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા તેને દીન અને દુનિયાની નેઅમતો મળશે

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૦૨]

### ૭૧૨ હજના ઈરાદામાં કામિયાબી માટે અમલ

સૂરએ 'ફત્હ'ની આયત નંબર : ૨૭ વધુ પ્રમાણમાંપઢતો રહે. ઈન્શા અલ્લાહ હજ નસીબ થશે.

[આધારગ્રંથ : ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૯૯, ૧૭૪]

### ૭૧૩ દરેક નેઅમતે ઈલાહી મેળવવા પહેલો અમલ

દરરોજ સવારે અને સાંજે સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૭૩ અને ૭૪ ને ૭ (સાત) વખત પઢે અને દરેક સ્થિતિમાં અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરે. ઈન્શા અલ્લાહ દરેક નેઅમતો મળશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૦૦]

### ૭૧૪ દરેક નેઅમતે ઈલાહી મેળવવા બીજો અમલ

જે નેઅમત મેળવવાની ઈચ્છા હોય તે દિમાગમાં રાખીને આ આયતને ઉઠતા–બેસતા પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા કામિયાબી મળશે.

رَبِّ اِنِّىْ لِمَآ اَنْزَلْتَ اِلَىَّ مِنْ خَيْرٍ فَقِيْرٌ ۲۴ (سورۂ "قصص":۲۴)

**'રબ્બિ ઈન્ની લિ મા અનઝલ્‌–ત ઈલય્ય મિન્‌ ખય્‌રિન્‌ ફકીર.'** (સૂરએ 'ક–સ–સ' : ૨૪)

[આધારગ્રંથ : ૪, ૧૯ / પાના નંબર : અનુક્રમે : ૬૯, ૧૦૩]

### ૭૧૫ દરેક મકસદમાં કામિયાબીનો પહેલો અમલ

દરેક જાઈઝ મુરાદના માટે સૂરએ 'અન્‌ફાલ'ની આયત નંબર : ૯ ને ૧૪ (ચઊદ) વખત ૧૧ (અગિયાર) દિવસ સુધી પઢે. ઈન્શા અલ્લાહ કામિયાબી મળશે.

[આધારગ્રંથ : ૪, ૧૯, ૩૦ / પાના નં. : અનુક્રમે : ૧૭, ૧૨૨, ૧૬૯]

### ૭૧૬ દરેક મકસદમાં કામિયાબીનો બીજો અમલ

ઉઠતા–બેસતા આ આયત પઢતા રહે. ઈન્શા અલ્લાહ દરેક મકસદમાં કામિયાબી મળશે.

اِنَّمَآ اَمْرُهٗٓ اِذَآ اَرَادَ شَيْـًٔا اَنْ يَّقُوْلَ لَهٗ كُنْ فَيَكُوْنُ ع

**'ઈન્નમા અમ્રુહૂ ઈઝા અરા–દ શયઅન્ અંય્ યકૂ–લ લહૂ કુન્ ફ યકૂન.'** (સૂરએ 'યા સી–ન' : ૮૨)

[આધારગ્રંથ : ૧૫, ૧૯ / પાના નં. : અનુક્રમે : નવે. : ૨૦૧૨, ૧૨૫]

## ૭૧૭ દરેક મકસદમાં કામિયાબીનો ત્રીજો અમલ

ઉઠતા–બેસતા આ આયતને પઢતા રહો. ઈન્શા અલ્લાહ કામિયાબી મળશે.

اِنْ تَسْتَفْتِحُوْا فَقَدْ جَآءَكُمُ الْفَتْحُ ج (سورۂ انفال:۱۹)

**'ઈન્ તસ્તફતિહૂ ફ કદ્ જા–અકુમુલ્ ફત્હ.'**

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૩૫, ૧૩૬]

## ૭૧૮ દરેક મકસદમાં કામિયાબીનો ચોથો અમલ

આ આયતને વધુ પ્રમાણમાં પઢો. (ઈ.અ.) કામિયાબી મળશે.

وَمَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ع (سورۂ توبہ:۱۱٦)

**'વ મા લકુમ મિન્ દૂનિલ્લાહિ મિંવ્ વલિય્યિંવ્ વ લા નસીર.'** (સૂરએ 'તવબહ' : ૧૧૬)

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૪૫]

## ૭૧૯ દરેક મકસદમાં કામિયાબીનો પાંચમો અમલ

સૂરએ 'મુઝ્ઝમ્મિલ' (પારહ : ૨૯) એક બેઠકમાં ૪૧ (એકતાલીસ) વખત ૩ (ત્રણ) દિવસ સુધી પઢે. ઈન્શા અલ્લાહ મકસદમાં કામિયાબી થશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૭૩]

### ૭૨૦ દરેક મકસદમાં કામિયાબીનો છઠ્ઠો અમલ

આ આયતોને ૧૧૩ (એક સો તેર) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ દરેક જાઈઝ મુરાદ અને દરેક મુશ્કિલ કામ આસાન થશે.

يَفْرَحُ الْمُؤْمِنُوْنَ ۙ بِنَصْرِ اللّٰهِ ؕ يَنْصُرُ مَنْ يَّشَآءُ ؕ وَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ع (سورۂ روم: ۴، ۵)

**'યફ્‌-રહુલ્ મુઅ્મિનૂન. બિ નસ્રિલ્લાહ. યન્સુરુ મંય્ યશાઅ. વ હુ-વલ્ અઝીઝુર્રહીમ.** (સૂરએ 'રૂમ' : ૪, ૫)

[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૮૪]

### ૭૨૧ ખાસ કામમાં કામિયાબી માટે અમલ

- શરૂઆતમાં અને અંતમાં ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ પઢો.
- વચમાં આ આયત ૧૧૧ (એક સો અગિયાર) વખત પઢો.

ઈન્શા અલ્લાહ ખાસ કામમાં કામિયાબી થશે.

حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ ع (سورۂ آل عمران: ۱۷۳)

**'હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ.'** ('આલિ ઈમરાન' : ૧૭૩)

[આધારગ્રંથ : ૩૦, ૩૩ / પાના નંબર : અનુક્રમે : ૮૧, ૧૧૬]

### ૭૨૨ ભાડૂત પાસે મકાન ખાલી કરાવવાના મકસદમાં કામિયાબી માટે અમલ

દરરોજ ઈશાની નમાઝ બા'દ ૩૦૦ (ત્રણ સો) વખત આ આયત પઢીને આંખો બંધ કરી લે અને ભાડૂતનો ખ્યાલ કરીને ફૂંક મારે. ઈન્શા અલ્લાહ કામિયાબી મળશે.

وَاَلْقَتْ مَا فِيْهَا وَتَخَلَّتْ ع (سورۂ انشقاق:۴)

**'વ અલ્કત્ મા ફીહા વ તખલ્લત.'** (સૂરએ 'ઈન્શિકાક' : ૪)
[આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૦૫]

## અગિયારમો વિભાગ

## મુસાફરી

### ☐ મુસાફરીની સમસ્યા માટે

### ૭૨૩ સફરમાં ઘરની અને પોતાની સહી-સલામતી માટે અમલ

- સફરમાં રવાના થતી વખતે ઘરના દરવાજાના બન્ને બાઝૂ પકડીને સૂરએ 'ઈખ્લાસ' ૧૧ (અગિયાર) વખત પઢે. અલ્લાહ તઆલા સફરથી વાપસી સુધી ઘરની હિફાઝત ફરમાવશે.
- સવારી પર સવાર થતાં પહેલાં આ આયત પઢે. ઈન્શા અલ્લાહ સફરમાં હિફાઝત થશે.

سُبْحٰنَ الَّذِىْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِيْنَ ۙ

**'સુબ્હાનલ્લઝી સખ્ખ-ર લના હાઝા વ મા કુન્ના લહૂ મુક્રિનીન.'** (સૂરએ 'ઝુખ્રુફ' : ૧૩)
[આધારગ્રંથ : ૫, ૭, ૧૧ / પાના નંબર : અનુક્રમે : ૧૭, ૧૨૮, ૧૨૦]

### ૭૨૪ દરિયાઈ સફરમાં સલામતી માટે અમલ

કોઈ માણસ વહાણ, સ્ટીમર અથવા કોઈ બીજી સવારી કરે તો

આ આયત પઢે. અલ્લાહ તઆલાના હુકમથી બધી આફતોથી બચી જશે.

بِسۡمِ اللّٰهِ مَجۡرٖهَا وَمُرۡسٰهَا ؕ اِنَّ رَبِّیۡ لَغَفُوۡرٌ رَّحِیۡمٌ ۝

**'બિસ્મિલ્લાહિ મજ્રેહા વ મુરસાહા. ઈન્ન રબ્બી લ ગફૂરુર્રહીમ.'** (સૂરએ 'હૂદ' : ૪૧)

[આધારગ્રંથ : ૭, ૧૧ / પાના નંબર : અનુક્રમે : ૧૨૭, ૧૨૧]

## ૭૨૫ સવારીના તોફાની જાનવરને વશમાં કરવા માટે

જો સવારીનું કોઈ જાનવર શરારત કરે અને સવાર ન થવા દે તો આ આયતને ૩ (ત્રણ) વખત પઢીને તેના કાનમાં ફૂંક મારે. ઈન્શા અલ્લાહુ તઆલા શરારત કરશે નહિ.

اَفَغَیۡرَ دِیۡنِ اللّٰهِ یَبۡغُوۡنَ وَلَهٗۤ اَسۡلَمَ مَنۡ فِی السَّمٰوٰتِ وَالۡاَرۡضِ طَوۡعًا وَّكَرۡهًا وَّاِلَیۡهِ یُرۡجَعُوۡنَ ۝

**'અ ફ ગય્-ર દીનિલ્લાહિ યબ્ગૂ-ન વ લહૂ અસ્લ-મ મન્ ફિસ્સમાવાતિ વલ્ અર્દિ તવ્અંવ્ વ કરહંવ્ વ ઈલયહિ યુરજઊન.'** (સૂરએ 'આલિ ઈમરાન' : ૮૩)

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૧]

## ૭૨૬ ડૂબી જવાથી હિફાઝત માટે અમલ

સૂરએ 'લુકમાન' (પારહ : ૨૧)ને પઢવાથી ડૂબી જવાથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૩]

## ૭૨૭ ડૂબી જવાથી હિફાઝત માટે અમલ

વહાણ કે સ્ટીમરમાં સવાર થઈને સૂરએ 'ફત્હ' પઢવાથી ઈન્શા

અલ્લાહ ડૂબી જવાથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૪]

### ૭૨૮ સફરમાંથી પાછા આવે ત્યારે ઈઝ્ઝત અને કદર થવા માટે અમલ

સફર કરતી વખતે અથવા સફરથી પાછા આવે ત્યારે આ આયતને પઢી લે. ઈન્શા અલ્લાહુ તઆલા ઈઝ્ઝત અને કદર થશે.

رَبِّ اَدْخِلْنِیْ مُدْخَلَ صِدْقٍ وَّاَخْرِجْنِیْ مُخْرَجَ صِدْقٍ
وَّاجْعَلْ لِّیْ مِنْ لَّدُنْکَ سُلْطٰنًا نَّصِیْرًا ع (بنی اسرائیل:۸۰)

**'રબ્બિ અદખિલ્ની મુદ-ખ-લ સિદકિંવ્ વ અખ્રિજ્ની મુખ્-ર-જ સિદકિંવ્ વજ્અલ્લી મિલ્લદુન્-ક સુલ્તાનન્ નસીરા.'** [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૪]

### ૭૨૯ સફરમાં રસ્તાના ખતરાઓથી હિફાઝત માટે અમલ

સૂરએ 'અ-બ-સ' સંપૂર્ણ કાગળ પર લખીને પોતાની પાસે રાખવાથી ઈન્શા અલ્લાહ રસ્તાના ખતરાઓથી સુરક્ષિત રહેશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૪]

### ૭૩૦ સફરની શરૂઆતથી ઘરે પાછા આવવા સુધી તમામ સ્થળ અને જળની આફતોથી હિફાઝત માટે અમલ

સૂરએ 'અલક'ને સંપૂર્ણ કાગળ પર લખીને પોતાની પાસે રાખવાથી ઘર આવવા સુધી તમામ જમીનની આફતો અને સમુદ્રની આફતોથી (ઈ. અ.) સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૪]

### ૭૩૧ જે શહેરમાં જાય ત્યાં આવકાર મળે તે માટે અમલ

જયારે કોઈ શહેરમાં દાખલ થાય તો આ આયતને પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા ત્યાં ખૈરિયતની સાથે ઝિંદગી વિતશે.

رَبِّ اَنْزِلْنِیْ مُنْزَلًا مُّبٰرَکًا وَّاَنْتَ خَیْرُ الْمُنْزِلِیْنَ ؑ

**'રબ્બિ અન્ઝિલ્ની મુન્ઝલમ્ મુબા–રકંવ્ વ અન્ત ખયુરુલ્ મુન્ઝિલીન.'** (સૂરએ 'મુઅ્મિનૂન' : ૨૯)

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૨૧]

## ૭૩૨ સફરમાં હિફાઝત અને કામિયાબી માટે અમલ

- સફરમાં જવા પહેલાં ૪૧ (એકતાલીસ) વખત સૂરએ 'ફાતિહા' પઢે.
- આગળ–પાછળ ૧ (એક) વખત દુરૂદ શરીફ પઢે.

ઈન્શા અલ્લાહ દરેક બલા અને આફતથી હિફાઝત થશે અને દરેક મકસદમાં કામિયાબી મળશે.

[આધારગ્રંથ : ૧૫ / જાન્યુઆરી : ૨૦૧૪]

## ૭૩૩ સફરમાં ખૂશહાલી મેળવવા માટે અમલ

હઝરત જુબૈર બિન મુત્ઈમ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે :

એક વખત આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું, 'હે જુબૈર ! શું તમે આ વાતને પસંદ કરો છો કે જયારે સફરમાં નીકળો તો પોતાના બધાં મિત્રોમાં તમારી જાહેરી હાલત ઘણી સારી રહે. અને આપની પાસે સૌથી વધારે ખાદ્ય સામગ્રી હોય ?'

મેં અરજ કરી :

જી હાં ! મારા માતા–પિતા આપ પર કુર્બાન થાય !

તો આપે ફરમાવ્યું કે :

(૧) '**કુલ યા અય્યુહલ્ કાફિરૂન**' [પા. : ૩૦, સૂરએ 'કાફિરૂન']
(૨) '**ઈઝા જા–અ નસ્રુલ્લાહ**' [પારહ : ૩૦, સૂરએ 'નસ્ર']
(૩) '**કુલ્ હુ–વલ્લાહુ અહદ**' [પારહ : ૩૦, સૂરએ 'ઈખ્લાસ']
(૪) '**કુલ અઊઝુ બિ રબ્બિલ્ ફલક**' [પા. : ૩૦, સૂરએ 'ફલક']
(૫) '**કુલ અઊઝુ બિ રબ્બિન્નાસ**' [પારહ : ૩૦, સૂરએ 'નાસ']

ઉપર જણાવેલ પાંચ સૂરતો એ પ્રમાણે પઢો કે,

- દરેક સૂરહના શરૂમાં '**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**' પઢો અને
- સૂરહના અંતમાં પણ '**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**' પઢો.
- આ પ્રમાણે સૂરએ 'નાસ'થી ફારિગ થવા પર સફરની શરૂઆત '**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**થી થશે.

[આધારગ્રંથ : ૧૭ / પાનું : ૮૨]

**૭૩૪ સફરથી બામુરાદ, સલામત પાછા આવવા માટે**

اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّ اَنَّكُمْ اِلَيْنَا لَا تُرْجَعُوْنَ ط
(سورۂ مؤمنون:۱۱۵)

'**અ–ફ હસિબ્તુમ્ અન્નમા ખલક્નાકુમ્ અ–બ–સંવ્ વ અન્નકુમ્ ઈલયના લા તુર્જઊન**' ('મુઅ્મિનૂન' : ૧૧૫)

હઝરત ઈબ્રાહીમ બિન હારિસ તયૂમી રદિયલ્લાહુ તઆલા અન્હુ આ ફરમાવે છે કે :

એક વખત અમને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સરિયા (લડાઈ)ના માટે રવાના કર્યા તો અમને આ નસીહત ફરમાવી કે :

"સવારે અને સાંજે પુષ્કળ પ્રમાણમાં ઉપર જણાવેલ આયત

પઢતા રહો. જેથી અમે તેનો પ્રબંધ કર્યો તો તેની બરકતથી અસંખ્ય માલે ગનીમત પ્રાપ્ત થયો અને સલામતી સાથે મદીના પાક વાપસી થઈ.'' [આધારગ્રંથ : ૧૭ / પાનું : ૮૩]

### ૭૩૫ સફરમાં રવાના થતી વખતે ઘરવાળાઓની હિફાઝત માટે અમલ

સફર માટે ઘરથી નીકળતી વખતે 'આયતુલ્ કુરસી' અને સૂરએ 'કુરૈશ' પઢે. સફરથી ઘરે પાછા આવવા સુધી ઈન્શા અલ્લાહ ઘરે કોઈ આફત આવશે નહિ. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૫૫]

### ૭૩૬ સફરમાં ખૌફ અને ખતરા વખતે શું પઢવું ?

જો ખૌફ (ભય) હોય તો સૂરએ 'કુરૈશ' પઢવું જોઈએ.

મશહૂર બુઝુર્ગ અબૂલ હસન કઝવીની રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

દરેક ખૌફ અને ભય તથા મુસીબત અને નુકસાનના વખતે આ સૂરહ મુક્તિ'અપાવે છે. ('હિસ્ને હસીન' : ૧૭૦)
[આધારગ્રંથ : ૪૦ / પાનું : ૩૯]

## બારમો વિભાગ

## રોઝી

☐ **રોઝી**

### ૭૩૭ બેકારી દૂર થવા અને રોઝી મળવા માટે અમલ

સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૭૩, ૭૪ ને બેકાર વ્યક્તિ કાગળ પર લખી તા'વીઝ બનાવી પોતાના બાવડા પર બાંધે તો ઈન્શા અલ્લાહ બેકારીમાંથી છૂટકારો મેળવશે અને કામ–ધંધો મળશે.

[આધારગ્રંથ : ૧૨ / પાનું : ૧૯]

**૭૩૮ મહેનત વગર રોઝી મળવા માટે પહેલો અમલ**

દરરોજ સવારે અથવા રાતના અંતિમ ભાગમાં ૪૧ (એકતાલીસ) વખત સૂરએ 'ફાતિહા' હંમેશા પઢશે તો અલ્લાહ તઆલા તેને મહેનત વગર રોઝી પહોંચાડશે.

[આધારગ્રંથ : ૭, ૧૧ / પાના નંબર : અનુક્રમે : ૯૯, ૬૫]

**૭૩૯ મહેનત વગર રોઝી મળવા માટે બીજો અમલ**

જુમેરાતે અરધી રાતે ઉઠીને આ અમલ કરે :

- ૧૦૦ (એક સો) વખત ઈસ્તિગફાર,
- ૧૦૦ (એક સો) વખત દુરૂદ શરીફ અને
- ૧૦૦ (એક સો) વખત સૂરએ 'તલાક'ની આયત નંબર : ૭ ને પઢે.

આ અમલ કરીને સૂઈ જાય. ઈન્શા અલ્લાહ ખ્વાબમાં મા'લૂમ થઈ જશે કે કઈ યુક્તિ કરીને રોઝીની તંગી દૂર થશે.

[આધારગ્રંથ : ૧૫ / નવેમ્બર : ૨૦૧૩]

**૭૪૦ મહેનત વગર રોઝી મળવા માટે ત્રીજો અમલ**

હલાલ રોઝીના માટે સૂરએ 'યા–સીન' (શરીફ) ૪૧ (એકતાલીસ) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ તે હાજત પૂરી થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૬૫]

## ૭૪૧ રોઝીની તંગી દૂર થવા માટે પહેલો અમલ

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી, અજમેરી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે :

● દરેક નમાઝ પછી આ આયત વધુ પ્રમાણમાં પઢે.

سُبۡحٰنَ الَّذِیۡ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقۡرِنِيۡنَ ۙ

**'સુબ્હાનલ્લઝી સખ્ખ-ર લના હા-ઝા વ મા કુન્ના લહૂ મુકરિનીન.'** (સૂરએ 'ઝુખરુફ' : ૧૩)

● દરરોજ ફજરની નમાઝ પછી કલિમએ તય્યિબહ**'લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ'**૧૦૧ (એક સો એક) વખત ૨૧ (એકવીસ) દિવસ સુધી સતત પઢે. ઈન્શા અલ્લાહ ગૈબથી તેની રોઝીમાં બરકત થશે. [આધારગ્રંથ : ૨૮ / પાનું : ૮૭]

## ૭૪૨ રોઝીની તંગી દૂર થવા માટે બીજો અમલ

(૧) સૂરએ 'માઈદહ'ની આયત નંબર : ૧૧૪ ને ૭ (સાત) વખત પઢીને આસમાન તરફ ફૂંક મારે,

(૨) અથવા એ આયતને વધુ પ્રમાણમાં પઢે.

ઈન્શા અલ્લાહ રોઝીની તંગી દૂર થશે.

[આધારગ્રંથ : ૧, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૬૪, ૧૬૪]

## ૭૪૩ રોઝીની તંગી દૂર થવા માટે ત્રીજો અમલ

આ આયતને વધુ પ્રમાણમાં પઢો અથવા ૧૩૩ (એક સો તેત્રીસ) વખત પઢો. ઈન્શા અલ્લાહ રોઝીની તંગી દૂર થઈ જશે.

وَاصْبِرْ فَاِنَّ اللّٰهَ لَا يُضِيْعُ اَجْرَ الْمُحْسِنِيْنَ ع
(سورۂ ہود:۱۱۵) (સૂરએ 'હૂદ' : ૧૧૫)

'વસ્બિર ફ ઈન્નલ્લા–હ લા યુઝીઉ અજ્રલ્ મુહ્સિનીન.'
[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૧૩૦]

## ૭૪૪ રોઝીની તંગી દૂર થવા માટે ચોથો અમલ

આ આયતને દરરોજ ૧૫૧ (એક સો એકાવન) વખત પઢો. ઈન્શા અલ્લાહ રોઝીની તંગી દૂર થશે.

وَلَقَدْ مَكَّنّٰكُمْ فِى الْاَرْضِ وَجَعَلْنَا لَكُمْ فِيْهَا مَعَايِشَ ط
قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ع
(سورۂ اعراف:۱۰) ('અઅ્રાફ' : ૧૦)

'વ લ કદ્ મકકન્નાકુમ્ ફિલ્ અર્દિ વ જઅલ્ના લકુમ્ ફીહા મઆયિશ. કલીલમ્ મા તશ્કુરૂન.'
[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૬૬]

## ૭૪૫ રોઝીની તંગી દૂર થવા માટે પાંચમો અમલ

દરરોજ આ આયતને ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ રોઝીની તંગી દૂર થશે.

وَيُمْدِدْكُمْ بِاَمْوَالٍ وَّبَنِيْنَ وَيَجْعَلْ لَّكُمْ جَنّٰتٍ وَّيَجْعَلْ
لَّكُمْ اَنْهٰرًا ع
(سورۂ نوح:۱۲) (સૂરએ 'નૂહ' : ૧૨)

'વ યુમ્દિદ્કુમ્ બિ અમ્વાલિંવ્ વ બની–ન વ યજ્અલ્ લકુમ્ જન્નાતિંવ્ વ યજ્અલ્ લકુમ્ અન્હારા.'
[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૬૭]

**૭૪૬ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે પહેલો અમલ**

દરરોજ ઝોહરની નમાઝ પછી સૂરએ 'મરયમ' (પારહ : ૧૬) પઢે. ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે અને ગરીબી દૂર થશે.

[આધારગ્રંથ : ૨૬ / પાનું : ૩૦]

**૭૪૭ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે બીજો અમલ**

ફજરની નમાઝ બા'દ ૩૩ (તેત્રીસ) વખત આ આયત પઢવાથી ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે.

فَهُوَ فِىۡ عِيۡشَةٍ رَّاضِيَةٍ ۙ فِىۡ جَنَّةٍ عَالِيَةٍ ۙ قُطُوۡفُهَا دَانِيَةٌ ؕ
كُلُوۡا وَاشۡرَبُوۡا هَنِيۡٓـئًا ۢ بِمَاۤ اَسۡلَفۡتُمۡ فِى الۡاَيَّامِ الۡخَالِيَةِ ع

(سورۂ الحآقۃ: ۲۱تا۲۴) (સૂરએ 'અલ્ હાક્કહ' : ૨૧ થી ૨૪)

**'ફ હુ-વ ફી ઈ-શતિર્રાઝિયહ. ફી જન્નતિન્ આલિયહ. કુતૂફુહા દાનિયહ. કુલૂ વશ્-રબુ હની-અમ્ બિમા અસ્લફતુમ્ ફિલ્ અય્યામિલ્ ખાલિયહ.'**

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૨૭]

**૭૪૮ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે ત્રીજો અમલ**

દરેક ફર્ઝ નમાઝ પછી ૩ (ત્રણ) વખત આ આયત પઢવાથી ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે.

وَلَسَوْفَ يُعْطِيكَ رَبُّكَ فَتَرْضَىٰ ط (سورۂ ضحیٰ:۵)

'વ લ સવ્-ફ યુઅ્તી-ક રબ્બુ-ક ફ તરઝા.' ('ઝુહા' : ૫)
[આધારગ્રંથ : ૧ / પાનું : ૫૭]

**૭૪૯ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે ચોથો અમલ**

૧૨ (બાર) રકા'ત નફિલ નમાઝ પઢે અને દરેક રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'ઈખ્લાસ' ૩ (ત્રણ) વખત પઢે અને દરેક બે રકા'તની સલામ ફેરવવા પછી ૭૦ (સિત્તેર) વખત દુરૂદ શરીફ અને ૭૦ (સિત્તેર) વખત કલિમએ તમજીદ (ત્રીજો કલિમહ) પઢે. (ઈ. અ.) રોઝીમાં બરકત થશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૨૯]

**૭૫૦ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે પાંચમો અમલ**

સૂરએ 'અનૂકબૂત'ની આયત નંબર : ૬૦ ને ઉઠતા-બેસતા પઢે. ઈન્શા અલ્લાહ રોઝીમાં વિશાળતા થશે.
[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૩૧]

**૭૫૧ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે છઠ્ઠો અમલ**

- દરરોજ સવારે અને સાંજે ૧૧ (અગિયાર) વખત સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') પઢે.
- શરૂઆતમાં અને અંતે ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢે.

ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે. [આધારગ્રંથ : ૧ / પાનું : ૫૯]

### ૭૫૨ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે સાતમો અમલ

સૂરએ 'અન્કબૂત'ની આયત નંબર : ૬૨ ને દરરોજ ફજરની નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત પઢે. (ઈ.અ.) રોઝીમાં બરકત થશે. [આધારગ્રંથ : ૧, ૪, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૬૬, ૩૨, ૧૭૯]

### ૭૫૩ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે આઠમો અમલ

કારોબારની શરૂઆતના સમયે આ આયતને ૩૧૩ (ત્રણ સો તેર) વખત ૩ (ત્રણ) અથવા ૭ (સાત) અથવા ૧૧ (અગિયાર) દિવસ સુધી પઢે. ઈન્શા અલ્લાહ રોઝીમાં તરક્કી થશે.

وَهُزِّیٓ اِلَیۡکِ بِجِذۡعِ النَّخۡلَةِ تُسٰقِطۡ عَلَیۡکِ رُطَبًا جَنِیًّا ع (سورۂ مریم:۲۵)

**'વ હુઝ્ઝી ઈલયકિ બિ જિઝઈન્નખ્-લતિ તુસાકિત્ અલયકિ રુ-તબન્ જનિય્યા.'** (સૂરએ 'મરયમ' : ૨૫)
[આધારગ્રંથ : ૪ / પાનું : ૬૩]

### ૭૫૪ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે નવમો અમલ

દરેક ફર્ઝ નમાઝ પછી આ આયતને ૩ (ત્રણ) વખત પઢે.. ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે.

هُوَ الَّذِیٓ اَنۡشَاَکُمۡ وَجَعَلَ لَکُمُ السَّمۡعَ وَالۡاَبۡصَارَ

وَالْاَفْئِدَةَ ط قَلِيْلاً مَّا تَشْكُرُوْنَ ع (سورۂ ملک:۲۳)

'હુવલ્લઝી અન્-શ-અકુમ્ વ જ-અ-લ લકુમુસ્સમ્-અ વલ્ અબ્સા-ર વલ્ અફઈ-દહ. કલીલમ્ મા તશ્કુરૂન.'

[આધારગ્રંથ : ૪ / પાનું : ૬૫]

**૭૫૫ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે દસમો અમલ**

આ આયત પાબંદીથી દરરોજ સવારે ૭૦ (સિત્તેર) વખત પઢે. ઈન્શા અલ્લાહ રોઝી વિશાળ થશે.

اَللّٰهُ لَطِيْفٌۢ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ ج

وَهُوَ الْقَوِىُّ الْعَزِيْزُ ع (سورۂ شوریٰ:۱۹)

'અલ્લાહુ લતીફુમ્ બિ ઈબાદિહી યરઝુકુ મંય્ યશાઅ. વ હુ-વલ્ કવિય્યુલ્ અઝીઝ.' (સૂરએ 'શૂરા' : ૧૯)

[આધારગ્રંથ : ૧૧, ૧૨ / પાના નંબર : અનુક્રમે : ૬૬, ૧૧]

**૭૫૬ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે અગિયારમો અમલ**

સૂરએ 'તલાક'ની આયત નંબર : ૩ ને પઢવાથી ઈન્શા અલ્લાહુ તઆલા તંગદસ્તી દૂર થઈ જશે અને કામ આસાન થઈ જશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૬૬]

**૭૫૭ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે બારમો અમલ**

દરરોજ અચૂક અને અખંડિત :

- સૂરએ 'મુઝ્ઝમ્મિલ' (પારહ : ૨૯) ૧૧ (અગિયાર) વખત,
- ૧૧૦૦ (અગિયાર સો) વખત 'યા મુગ્ની' પઢે.
- અમલના શરૂમાં અને અંતે દુરૂદ શરીફ પઢે.

ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે.

[આધારગ્રંથ : ૧૦ / પાનું : ૪૮૧]

## ૭૫૮ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે તેરમો અમલ

એક બેઠકમાં સૂરએ 'મુઝ્ઝમ્મિલ' ૪૧ (એકતાલીસ) વખત ૩ (ત્રણ) દિવસ સુધી પઢે. ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે.

[આધારગ્રંથ : ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૨૨, ૧૭૩]

## ૭૫૯ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે ચૌદમો અમલ

સૂરએ 'યૂસુફ' (અલા નબિય્યિના વ અલયહિસ્સલામ) (પારહ : ૧૨) સંપૂર્ણ કાગળ પર લખીને પાણીથી ધોઈને પીએ ઈન્શા અલ્લાહ રોઝીમાં વધારો થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭૦]

## ૭૬૦ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે પંદરમો અમલ

રમઝાન શરીફનો પહેલો ચાંદ જોઈને સૂરએ 'ફત્હ' (પારહ : ૨૬) સંપૂર્ણ ૩ (ત્રણ) વખત પઢવાથી ઈન્શા અલ્લાહ આખું વર્ષ વિશાળ રોઝી મળશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭૦]

### ૭૬૧ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે સોળમો અમલ

દરેક નમાઝ પછી સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૨૬, ૨૭ ને ઓછામાં ઓછી ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૯]

### ૭૬૨ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે સત્તરમો અમલ

જે માણસ સૂરએ 'કારિઅહ'ને વધુ પ્રમાણમાં પઢશે તો (ઈ.અ.) તેની રોઝીમાં વધારો થશે. [આધારગ્રંથ : ૧૫ / ઓગષ્ટ : ૨૦૧૨]

### ૭૬૩ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે અઢારમો અમલ

જે માણસ સૂરએ 'વાકિઅહ' (પારહ : ૨૭)ને ૪૧ (એકતાલીસ) વખત પઢશે અલ્લાહ તઆલા તેની રોઝીની હાજતને પૂર્ણ ફરમાવશે. [આધારગ્રંથ : ૧૫ / ઓકટોબર : ૨૦૧૨]

### ૭૬૪ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે ઓગણીસમો અમલ

સૂરએ 'તા–હા'ને સુબ્હ સાદિકના સમયે પઢશે તો તેની રોઝીમાં (ઈ. અ.) વધારો થશે. [આધારગ્રંથ : ૧૫ / ઓકટોબર : ૨૦૧૨]

### ૭૬૫ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે વીસમો અમલ

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મજલિસમાં એક સહાબી રદિયલ્લાહુ તઆલા અન્હુ પોતાની ગરીબી અને ભૂખની હાલત તેમજ રોઝીની તંગીની ફરિયાદ લઈને હાજર થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને ઉપાયરૂપે ફરમાવ્યું :

'જયારે પણ તમે ઘરમાં દાખલ થાઓ ત્યારે :

- જો ઘરમાં કોઈ હાજર હોય તો તેને સલામ કરો,
- જો કોઈ હાજર ન હોય તો મારા પર દુરૂદ શરીફ મોકલો.
- ઉપરાંત એક વખત સૂરએ 'ઈખ્લાસ' ('કુલ્ હુ–વલ્લાહુ' શરીફ) પઢો.'

તે સહાબી રદિયલ્લાહુ તઆલા અન્હુએ એ પ્રમાણે જ કર્યું. અલ્લાહ તઆલાએ રોઝીમાં એવી વિશાળતા પૈદા કરી દીધી કે તેઓ પોતાના પડોશીઓની મદદ કરવા લાગ્યા. ['કુર્તુબી' : ૧૦ / ૧૯૮]

[આધારગ્રંથ : ૧૭ / પાનું : ૧૧૧]

## ૭૬૬ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે એકવીસમો અમલ

હઝરત મૌલાના શાહ અબ્દુર્રઝ્ઝાક ફિરંગી મહલી રહમતુલ્લાહિ અલયહિએ ઈર્શાદ ફરમાવ્યો છે કે :

પાંચ વખતની ફર્ઝ નમાઝની સુન્નતો (સુન્નતે મુઅક્કદહ)માં જે નીચે મુજબની સૂરહ હંમેશા પઢશે તેના માટે અલ્લાહ તઆલા રોઝીના દરવાજા વિશાળ કરી દેશે.

(૧) ફજરની ૨ (બે) રકા'ત સુન્નતમાં :

- પહેલીમાં સૂરએ 'કાફિરૂન', • બીજીમાં સૂરએ 'ઈખ્લાસ',

(૨) ઝોહરની ફર્ઝ પહેલાંની ૪ (ચાર) રકા'ત સુન્નતોમાં :

- પહેલીમાં સૂરએ 'કાફિરૂન', • બીજીમાં સૂરએ 'ઈખ્લાસ',

● ત્રીજીમાં સૂરએ 'ફલક',   ● ચોથીમાં સૂરએ 'નાસ',

ઝોહરની ફર્ઝ પછીની ૨ (બે) રકા'ત સુન્નતમાં :

● પહેલીમાં સૂરએ 'ફલક', ● બીજીમાં સૂરએ 'નાસ',

(૩) મગરિબની ૨ (બે) રકા'ત સુન્નતમાં :

● પહેલીમાં સૂરએ 'કાફિરૂન', ● બીજીમાં સૂરએ 'ઈખ્લાસ',

(૪) ઈશાની ફર્ઝ પછીની ૨ (બે) રકા'ત સુન્નતમાં :

● પહેલીમાં સૂરએ 'ફલક', ● બીજીમાં સૂરએ 'નાસ'.

[આધારગ્રંથ : ૨૬ / પાનું : ૨૭]

## ૭૬૭ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે બાવીસમો અમલ

દરરોજ આ આયતને ૧૪૧ (એક સો એકતાલીસ) વખત પઢો. ઈન્શા અલ્લાહ રોઝીમાં વિશાળતા થશે.

لِلّٰهِ مَا فِی السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ

اِنَّ اللّٰهَ هُوَ الْغَنِیُّ الْحَمِیْدُ ۶ (سورۂ لقمن:۲۶)

**'લિલ્લાહિ મા ફિસ્સમાવાતિ વલ્ અર્દ. ઈન્નલ્લા–હ હુ–વલ્ ગનિય્યુલ્ હમીદ.'**

[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૭૫]

## ૭૬૮ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે ત્રેવીસમો અમલ

● શરૂઆતમાં અને અંતમાં ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ પઢે અને વચમાં ૩૦૮ (ત્રણ સો આઠ) વખત આ આયત પઢે.

حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِیْلُ ۶ (سورۂ آل عمران:۱۷۳)

'હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ.'

● કર્ઝ અદા થવા માટે પણ આ અમલ ફાયદાકારક છે.

[આધારગ્રંથ : ૩૦, ૩૩ / પાના નંબર : અનુક્રમે : ૮૧, ૧૧૬]

**૭૬૯ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે ચોવીસમો અમલ**

સૂરએ 'શુઅરા'ની આયત નંબર : ૧૩૨, ૧૩૩, ૧૩૪ ને વધુ પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ રોઝીમાં બરકત થશે.

[આધારગ્રંથ : ૧૯ / પાનું : ૪૧]

**૭૭૦ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે પચ્ચીસમો અમલ**

સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') અને સૂરએ 'કાફિરૂન'ને વધુ પ્રમાણમાં પઢવું ખૈર અને બરકત તથા રોઝીની વિશાળતા માટે અત્યંત ફાયદાકારક છે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૨૯]

**૭૭૧ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે છવ્વીસમો અમલ**

દરેક નમાઝ પછી સૂરએ 'તવબહ'ની આયત નંબર : ૧૨૮ અને ૧૨૯ પઢવું રોઝી માટે અત્યંત ફાયદાકારક છે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૩૧]

**૭૭૨ રોઝીમાં બરકત, વધારો અને વિશાળતા માટે સત્તાવીસમો અમલ**

જે માણસ નીચે જણાવેલ અમલને પઢવાનો મા'મૂલ બનાવશે

તેની રોઝીમાં ઈન્શા અલ્લાહ વધારો થશે :

- સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૫૫, ૨૫૬, ૨૫૭ 'બિસ્મિલ્લાહ' સહિત,
- સૂરએ 'ફલક' 'બિસ્મિલ્લાહ' સહિત અને
- સૂરએ 'નાસ' તથા
- સૂરએ 'તવબહ'ની આયત નંબર : ૫૧.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૩૧]

### ૭૭૩ રોઝીમાં આસાની માટે અમલ

સૂરએ 'યૂનુસ'ની આયત નંબર : ૩૧ ને કાગળ પર લખી લીલા રંગના કપડાંમાં તા'વીઝ બનાવીને જમણા બાઝૂ પર બાંધે. ઈન્શા અલ્લાહ રોઝીમાં આસાની થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૩૮]

### ૭૭૪ હલાલ રોઝી માટે અમલ

સૂરએ 'ક–સ–સ'ની આયત નંબર : ૫૭ ને ૧૪૧ (એક સો એકતાલીસ) વખત ફજરની નમાઝ પછી અથવા ઈશાની નમાઝ પછી પઢે. (ઈ. અ.) હલાલ રોઝી મળશે. [આધારગ્રંથ : ૧૯ / પાનું : ૨૬]

## તેરમો વિભાગ

## કર્ઝ

### ☐ કર્ઝ

### ૭૭૫ કર્ઝની અદાયગી માટે પહેલો અમલ

જુઓ અમલ નંબર : ૭૬૮

### ૭૭૬ કર્ઝની અદાયગી માટે બીજો અમલ

શરૂઆતમાં અને અંતમાં ૩ (ત્રણ) વખત દુરૂદ શરીફ પઢી આ આયતને વધુ પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ કર્ઝ અદા થઈ જશે.

وَاللّٰهُ يُضٰعِفُ لِمَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ۚ

(سورۂ بقرہ:۲۶۱) (સૂરએ 'બ–ક–રહ' : ૨૬૧)

**'વ યુઝાઈફુ લિ મય્ યશાઅ. વલ્લાહુ વાસિઉન્ અલીમ.'**

[આધારગ્રંથ : ૧, ૧૯ / પાના નંબર : અનુક્રમે : ૬૯, ૧૫૬]

### ૭૭૭ કર્ઝની અદાયગી માટે ત્રીજો અમલ

સવારે અને સાંજે સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૨૬ ને વધુ પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ કર્ઝની અદાયગી જલ્દી થઈ જશે.

[આધારગ્રંથ : ૫, ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૪, ૬૧, ૪૨]

### ૭૭૮ કર્ઝની અદાયગી માટે ચોથો અમલ

જે માણસ સૂરએ 'તહરીમ' (પારહ : ૨૮)ને પઢશે ઈન્શા અલ્લાહ તેના કર્ઝની અદાયગી જલ્દી થશે.

[આધારગ્રંથ : ૧૫, ૨૪ / પાના નં. : અનુક્રમે : ડિસે. : ૨૦૧૩, ૪૩]

### ૭૭૯ કર્ઝની અદાયગી માટે પાંચમો અમલ

સવારે અને સાંજે આ આયતને ૭ (સાત) અથવા ૧૧ (અગિયાર) વખત પઢે. ઈન્શા અલ્લાહ કર્ઝની અદાયગી આસાન થશે.

اَنِّىْ مَغْلُوْبٌ فَانْتَصِرْ ۚ (سورۂ قمر:۱۰)

'અન્ની મગ્લૂબુન્ ફન્તસિર.' (સૂરએ 'કમર' : ૧૦)
[આધારગ્રંથ : ૧૫ / ફેબ્રુઆરી : ૨૦૧૪]

### ૭૮૦ કર્ઝની અદાયગી માટે છઠ્ઠો અમલ

આ પ્રમાણે અમલ કરવાથી ઈન્શા અલ્લાહ કર્ઝ અદા થઈ જશે.

- દરેક જુમ્અહંના ચાશતના સમયે ૪ (ચાર) રકા'ત નમાઝ પઢે.
- દરેક રકા'તમાં 'આયતુલ્ કુરસી' અને ચાર 'કુલ' ૧૦ વખત પઢે.
- સલામ ફેરવવા પછી 'ઈસ્તિગફાર' ૭૦ (સિત્તેર) વખત પઢે અને
- ત્રીજો કલિમહ (કલિમએ તમજીદ) ૭૦ (સિત્તેર) વખત પઢે.

[આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૨૯]

### ૭૮૧ કર્ઝની અદાયગી માટે સાતમો અમલ

- ઈશાની નમાઝમાં વિત્ર પઢવા પહેલાં બે રકા'ત નફિલ નમાઝ પઢે.
- દરેક રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી ૫ (પાંચ) વખત સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૨૬ અને ૨૭ પઢે.

(ઈ.અ.) બધાં કર્ઝ અદા થઈ જશે. આ અનુભવસિદ્ધ અમલ છે.
[આધારગ્રંથ : ૨૪, ૨૮ / પાના નંબર : અનુક્રમે : ૪૩, ૯૧]

### ૭૮૨ કર્ઝની અદાયગી માટે આઠમો અમલ

સવારે અને સાંજે આ આયતને ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ કર્ઝની અદાયગીની સૂરત પૈદા થઈ જશે.

رَبِّ هَبْ لِيْ مِنْ لَّدُنْكَ ذُرِّيَّةً طَيِّبَةً ج
اِنَّكَ سَمِيْعُ الدُّعَآءِ ﴿ (سورۂ آل عمران:۳۸)

'રબ્બિ હબ્ લી મિલ્લદુન્ક ઝુર્રિય્યતન્ તય્યિબહ. ઈન્ન-ક સમીઉદ્દુઆઅ.' (સૂરએ 'આલિ ઈમરાન' : ૩૮)
[આધારગ્રંથ : ૨૮ / પાનું : ૯૧]

## ચૌદમો વિભાગ

## તંગદસ્તી, ગરીબી, માલદારી

### ૭૮૩ માલ-દૌલતની તંગી, ગરીબી, ભૂખમરો દૂર થવા માટે પહેલો અમલ

રાત્રે સૂતી વખતે 'આયતુલ્ કુરસી' અને સૂરએ 'બ-ક-રહ'ની અંતિમ આયતોને પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા ઘણો જલ્દી ધનવાન બની જશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૨૮]

### ૭૮૪ માલ-દૌલતની તંગી, ગરીબી, ભૂખમરો દૂર થવા માટે બીજો અમલ

દરરોજ ફજરની નમાઝ પછી સૂરએ 'મુઝ્ઝમ્મિલ' (પારહ : ૨૯) ૧૦ (દસ) વખત પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા રોઝીના દરવાજા ખુલી જશે. [આધારગ્રંથ : ૨૬ / પાનું : ૩૦]

### ૭૮૫ માલ-દૌલતની તંગી, ગરીબી, ભૂખમરો દૂર થવા માટે ત્રીજો અમલ

જે માણસ પોતાના ઘરમાં દાખલ થતી વખતે હંમશા સૂરએ 'ફાતિહા' અને સૂરએ 'ઈખ્લાસ' એક વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના ઘરની તંગી દૂર કરશે. [આધારગ્રંથ : ૨૩ / પાનું : ૧૪]

## ૭૮૬ માલ–દૌલતની તંગી, ગરીબી, ભૂખમરો દૂર થવા માટે ચોથો અમલ

ઘરમાં દાખલ થતી વખતે સૂરએ 'ઈખ્લાસ' એક વખત પઢવાથી (ઈ.અ.) ઘરમાંથી મોહતાજી દૂર થશે. [આધારગ્રંથ : ૭ / પાનું : ૧૪૦]

## ૭૮૭ માલ–દૌલતની તંગી, ગરીબી, ભૂખમરો દૂર થવા માટે પાંચમો અમલ

જે માણસ દરરોજ રાત્રે સૂરએ 'વાકિઅહ' (પારહ : ૨૭) પઢશે તેને ઈન્શા અલ્લાહ ભૂખમરો થશે નહિ.
[આધારગ્રંથ : ૮, ૧૧ / પાના નંબર : અનુક્રમે : ૯૫, ૬૪]

## ૭૮૮ માલ–દૌલતમાં વધારો થવા માટે અમલ

સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૧૦ ને દરરોજ ૧૫૧ (એક સો એકાવન) વખત પઢે. ઈન્શા અલ્લાહ માલ–દૌલત વધશે.
[આધારગ્રંથ : ૧, ૪ / પાના નંબર : અનુક્રમે : ૭૧, ૧૨]

## ૭૮૯ તવંગર, માલદાર થવા માટે અમલ

ઘરમાં દાખલ થતાં જ 'અસ્સલામુ અલયકુમ' કહો. પછી ૩ (ત્રણ) વખત સૂરએ 'ઈખ્લાસ' પઢો. ઈન્શા અલ્લાહ થોડાં દિવસોમાં જ માલદાર થઈ જશો. [આધારગ્રંથ : ૧ / પાનું : ૬૭]

## ૭૯૦ માલ–દૌલત કાયમ રહેવા માટે અમલ

જે ઘરમાં સૂરએ 'કા–ફ' પઢવામાં આવે તેના માલ–દૌલત ઈન્શા અલ્લાહ કાયમ રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭૦]

### ૭૯૧ માલ–દૌલત મેળવવા માટે અમલ

જુમ્અહના દિવસે નમાઝથી ફારિગ થઈને સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૧૦ ને કાગળ પર લખીને દૂકાન અથવા મકાનમાં રાખવાથી ઈન્શા અલ્લાહ માલ–દૌલતમાં વધારો થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૬૯]

### ૭૯૨ નેઅમત મેળવવા માટે અમલ

સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૭૩, ૭૪ ને દરરોજ સવારે અને સાંજે ૭ (સાત) વખત પઢે. ઈન્શા અલ્લાહ નેઅમત મળશે. [આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૮૧]

### ૭૯૩ માલી હાલત સુધરવા માટે અમલ

ઉઠતા–બેસતા આ આયતને પઢતા રહે. ઈન્શા અલ્લાહ માલી હાલત સુધરશે.

اِلَّا رَحۡمَةً مِّنۡ رَّبِّكَ ؕ اِنَّ فَضۡلَهٗ كَانَ عَلَيۡكَ كَبِيۡرًا ع

**'ઈલ્લા રહ્–મતમ્ મિર્રબ્બિક. ઈન્ન ફઝ્–લહૂ કા–ન અલય્–ક કબીરા.'** (સૂરએ 'બની ઈસરાઈલ' : ૮૭)

[આધારગ્રંથ : ૩૦ / પાનું : ૧૮૭]

## પંદરમો વિભાગ

## વેપાર, ધંધો, નોકરી

☐ **વેપાર, ધંધો**

## ૭૯૪ વેપાર, ધંધામાં બરકત, તરક્કીનો પહેલો અમલ

દરરોજ 'આયતુલ્ કુરસી' (પારહ : ૩) (સૂરએ 'બ–ક–રહ' આયત નંબર : ૨૫૫) પઢીને વેપારના માલ પર દમ કરવાથી ઈન્શા અલ્લાહ વેપારમાં બરકત થશે. [આધારગ્રંથ : ૫ / પાનું : ૧૧]

## ૭૯૫ વેપાર, ધંધામાં બરકત, તરક્કીનો બીજો અમલ

જુમેરાતના દિવસે સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૫૯ કાગળ પર લખીને કપડાંમાં લપેટીને દૂકાનના દરવાજાની ચોખટ પર અથવા બગીચાની જમીનમાં દફન કરવાથી બેપનાહ ખૈર અને બરકત થશે. ઈન્શા અલ્લાહ [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૨૨]

## ૭૯૬ વેપાર, ધંધામાં બરકત, તરક્કીનો ત્રીજો અમલ

સૂરએ 'તવબહ'ની આયત નંબર : ૧૧૧ ને કાગળ પર લખીને વેપારના સામાનમાં મૂકવાથી ઈન્શા અલ્લાહ ખૈર અને બરકત થશે.
[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૨૦, ૨૩]

## ૭૯૭ વેપાર, ધંધામાં બરકત, તરક્કીનો ચોથો અમલ

કારોબારની તરક્કી માટે સૂરએ 'ર–અ–દ'ની આયત નંબર : ૧ થી ૩ ને ૪ (ચાર) કાગળ પર લખીને મકાન અથવા દૂકાનના ચારે ખૂણાઓમાં દફન કરી દો તો (ઈ. અ.) ખરીદનારાઓ વધારે આવશે.
[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૨૧, ૨૩]

## ૭૯૮ વેપાર, ધંધામાં બરકત, તરક્કીનો પાંચમો અમલ

સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૭૩ અને ૭૪ ને

જુમેરાતના દિવસે વુઝૂ સહિત કાગળ પર લખીને મકાન અથવા દૂકાનના દરવાજા પર લટકાવવાથી ઈન્શા અલ્લાહ ખૈર અને બરકત થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૨૦, ૨૪]

### ૭૯૯ વેપાર, ધંધામાં બરકત, તરક્કીનો છઠ્ઠો અમલ

જે માણસ જુમ્અહના દિવસે અસરની નમાઝ પછી 'આયતુલ્ કુરસી' ૩૧૩ (ત્રણ સો તેર) વખત પઢે તો એવી ખૈર અને બરકત થશે કે જેની કલ્પના પણ ન થાય. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૨૪]

### ૮૦૦ વેપાર, ધંધામાં બરકત, તરક્કીનો સાતમો અમલ

જુમ્અહની નમાઝથી ફારિગ થવા પછી આ આયતને કાગળ પર લખીને મકાન અથવા દૂકાનમાં રાખવાથી ઈન્શા અલ્લાહ ખૈર અને બરકત તેમજ રોઝીમાં વધારો થશે.

وَلَقَدْ مَكَّنّٰكُمْ فِي الْاَرْضِ وَجَعَلْنَا لَكُمْ فِيْهَا مَعَايِشَ ط

قَلِيْلاً مَّا تَشْكُرُوْنَ ع ('અઅ્રાફ' : ૧૦) (سورۂ اعراف:۱۰)

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૨૫]

### ૮૦૧ વેપાર, ધંધામાં બરકત, તરક્કીનો આઠમો અમલ

આ આયતને કાગળ પર લખીને ખઝાનામાં મૂકી દે તો ઈન્શા અલ્લાહ ઘણી બરકત થશે.

ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ط

وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ع (سورۂ جمعہ:۴)

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૨૫]

## ૮૦૨ વેપાર, ધંધામાં બરકત, તરક્કીનો નવમો અમલ

'આયતુલ્ કુરસી'ને કાગળ પર લખીને વેપારના માલમાં મૂકવાથી શયતાનના વસવસાઓ અને સરકશ શયતાનોના તકલીફ પહોંચાડવાથી સુરક્ષિત રહેશે અને ગરીબ માણસ માલદાર થઈ જશે અને તેને એવી રીતે રોઝી મળશે કે તેને કલ્પના પણ ન હોય.
[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૨૦]

## ૮૦૩ માલ જલ્દી વેચાય તે માટે અમલ

સવારે અને સાંજે 'બિસ્મિલ્લાહ' સહિત સૂરએ 'ઈન્શિરાહ' ('અલમ્ નશ્રહ') ૩ (ત્રણ) વખત પઢી દુકાનના માલ પર દમ કરે, ઈન્શા અલ્લાહ માલ જલ્દી વેચાશે. [આધારગ્રંથ : ૭ / પાનું : ૧૨૭]

## ૮૦૪ માલ કે વસ્તુ ખરીદતી વખતે પઢવાનો અમલ

માલ કે વસ્તુ ખરીદતી વખતે સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૬૮, ૬૯, ૭૦ પઢે તો ઈન્શા અલ્લાહ મરઝી મુજબ વસ્તુ મળશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૨૩]

## ૮૦૫ દુકાન–મકાનની હિફાઝત માટે અમલ

સૂરએ 'અઅ્રાફ'ની આયત નંબર : ૫૪ અને સૂરએ 'બરાઅત' ('તવબહ')ની આયત નંબર : ૧૨૯ પઢીને મકાન અથવા દુકાન તેમજ માલ–સામાન પર દમ કરે. ઈન્શા અલ્લાહ દરેક પ્રકારની હિફાઝત થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૨૩]

## ૮૦૬ નોકરની નાફરમાની દૂર કરવા માટે અમલ

જો કોઈ નોકર માથાંભારે હોય તો તેની પેશાનીના વાળ પકડીને સૂરએ 'હૂદ'ની આયત નંબર : ૫૬ ને ૩ (ત્રણ) વખત પઢી તેના પર દમ કરે. ઈન્શા અલ્લાહ ફરમાંબરદાર થઈ જશે.

[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૯૬]

## સોળમો વિભાગ

## ખેતી–વાડી અને પશુપાલન

### ☐ હિફાઝત

### ૮૦૭ ખેતી–વાડી, ફળ અને પાકની દરેક બલાથી હિફાઝત માટે પહેલો અમલ

- સૂરએ 'ફાતિર'ની આયત નંબર : ૪૧,
- સૂરએ 'અન્આમ'ની આયત નંબર : ૧૩,
- સૂરએ 'ક–હ–ફ'ની આયત નંબર : ૨૫ અને
- 'વ લા હવ્–લ વ લા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ'

કાગળ પર લખી ઝાડ પર બાંધી દે. ઈન્શા અલ્લાહ દરેક બલાથી હિફાઝત થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૫, ૫૫]

### ૮૦૮ ખેતી–વાડી, ફળ અને પાકની દરેક બલાથી હિફાઝત માટે બીજો અમલ

સૂરએ 'અન્આમ'ની આયત નંબર : ૧૦૩ ને વધુ પઢવાથી ઈન્શા અલ્લાહ તેજ હવા શાંત થશે અને ખેતીની હિફાઝત થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૬]

## ૮૦૯ અનાજનો જીવ–જંતુઓથી હિફાઝતનો પહેલો અમલ

સૂરએ 'તતફીફ' (પારહ : ૩૦) સંપૂર્ણ પઢીને અનાજ વગેરે પર દમ કરે. અનાજ ઈન્શા અલ્લાહ જીવ–જંતુઓથી સુરક્ષિત રહેશે.
[આધારગ્રંથ : ૨૪ / પાનું : ૫૦]

## ૮૧૦ અનાજનો જીવ–જંતુઓથી હિફાઝતનો બીજો અમલ

સૂરએ 'મુજાદલહ' સંપૂર્ણ કાગળ પર લખીને અનાજ વગેરેમાં મૂકે. ઈન્શા અલ્લાહ તે અનાજને જીવ–જંતુ વગેરે નુકસાન પહોંચાડશે નહિ. [આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૮, ૫૦]

## ૮૧૧ પાકની હિફાઝત માટે પહેલો અમલ

સૂરએ 'જુમુઅહ'ની આયત નંબર : ૪ ને છીપના ટુકડા પર જુમ્અહના દિવસે લખીને માલ અથવા ખળીમાં પડેલા અનાજમાં મૂકવાથી ઈન્શા અલ્લાહ બરકત અને હિફાઝત થશે.
[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૯]

## ૮૧૨ પાકની હિફાઝત માટે બીજો અમલ

પાક પર સૂરએ 'તતફીફ' પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ ઊધઈ વગેરેથી સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૯]

## ૮૧૩ પાકની હિફાઝત માટે ત્રીજો અમલ

સૂરએ 'મુઝ્ઝમ્મિલ' આયત નંબર : ૧૪ ને કાગળ પર લખીને ખેતીમાં લટકાવી દે, ઈન્શા અલ્લાહ પાકની હિફાઝત થશે.
[આધારગ્રંથ : ૭ / પાનું : ૧૩૫]

## ☐ પાકમાં બરકત અને વધારો તથા ઉમદગી

### ૮૧૪ પાકમાં બરકત અને વધારાનો પહેલો અમલ

સૂરએ 'ર–અ–દ'ની આયત નંબર : ૧ થી ૩ ને કાગળ પર લખીને ખેતરના ચારે ખૂણાઓમાં દફન કરી દો. ઈન્શા અલ્લાહ પાકમાં વધારો થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૮, ૪૬]

### ૮૧૫ પાકમાં બરકત અને વધારાનો બીજો અમલ

કાગળ પર સૂરએ 'ફાતિહા' સંપૂર્ણ લખી તેને પાણીથી ધોઈને તે પાણી ખેતર અથવા બગીચામાં છાંટી દે. જયારે **'માલિકી યવ્મિદ્દીન'** પર પહોંચે તો એ આયતને ૭ (સાત) વખત લખે. ઈન્શા અલ્લાહ પાક ઘણો સારો થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૯, ૪૬]

### ૮૧૬ પાકમાં બરકત અને વધારાનો ત્રીજો અમલ

જુમેરાતે રોઝહ રાખે અને મગરિબની નમાઝ પછી કોઈની સાથે વાત કર્યા વિના સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૫ કાગળ પર લખી તા'વીઝ બનાવી બગીચાના વચ્ચે ઝાડ સાથે બાંધી દે અથવા ખેતરની વચ્ચે દાટી દે. ઈન્શા અલ્લાહ પાક ઘણો સારો થશે.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૩, ૪૭]

### ૮૧૭ પાકમાં બરકત અને વધારાનો ચોથો અમલ

સૂરએ 'અન્આમ'ની આયત નંબર : ૯૯ કાગળ પર લખીને

કૂવામાં નાંખી દે અને તે કૂવામાંથી ખેતર અથવા બગીચામાં પાણી પિવડાવે. (ઈ. અ.) પાક સારો થશે. [આધારગ્રંથ : ૨૪ / પાનું : ૪૭]

## ૮૧૮ પાકમાં બરકત અને વધારાનો પાંચમો અમલ

સૂરએ 'અન્આમ'ની આયત નંબર : ૯૫ વાસણ પર ઝા'ફરાન (કેસર)થી લખીને પાણીથી ધોઈ તે પાણીથી બી ધોઈને રોપે અથવા તે પાણી ખેતરમાં છાંટી દે તો પાક ખરાબ થશે નહિ.

[આધારગ્રંથ : ૧૧, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૧૭, ૪૮]

## ૮૧૯ પાકમાં બરકત અને વધારાનો છઠ્ઠો અમલ

સૂરએ 'નૂર'ની આયત નંબર : ૩૫ કાગળ પર લખીને પાણીથી ધોઈ તે પાણી ખેતરમાં છાંટી દે તો ઈન્શા અલ્લાહ ખેતી–વાડીમાં બરકત થશે. [આધારગ્રંથ : ૨૨ / પાનું : ૧૦૧]

## ૮૨૦ માલ, ખેતી અને પશુમાં બરકત થવા માટે અમલ

સૂરએ 'ઈબ્રાહીમ'ની આયત નંબર : ૩૨, ૩૩, ૩૪ સવારે અને સાંજે તેમજ રાત્રે સૂતી વખતે પઢે અથવા કયાંક જવાના સમયે પઢે તો તમામ આફતોથી સુરક્ષિત રહેશે અને માલ તેમજ ખેતર અને પશુમાં બરકત થશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૬]

## ૮૨૧ મીઠાં–સ્વાદિષ્ટ ફળો માટે અમલ

ઝાડ પરથી ફળ તોડતી વખતે સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૭૧ પઢશે તો (ઈ. અ.) તે ફળો મીઠાં અને સ્વાદિષ્ટ નીકળશે.

[આધારગ્રંથ : ૫, ૧૧ / પાના નંબર : અનુક્રમે : ૧૪, ૧૭]

## ☐ કૂવાનું પાણી અને પશુનું દૂધ

### ૮૨૨ ખેતી-વાડીની પાણીથી સિંચાઈ માટે અમલ

એક ઠીકરી પર સૂરએ 'કમર'ની આયત નંબર : ૧૨ લખીને આંખ બંધ કરીને તે ઠીકરી દૂર ફેંકો કે તે ઠીકરીના પડવાની જગા દેખાય નહિ. ઈન્શા અલ્લાહુ તઆલા વરસાદ થશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૯]

### ૮૨૩ જાનવરના દૂધ અને કૂવાના પાણીમાં વધારા માટે પહેલો અમલ

તાંબાના કોરા વાસણ પર સૂરએ 'બ-ક-રહ'ની આયત નંબર : ૭૪ લખીને પાણીથી ધોઈ તે જાનવરને પિવડાવે. ઈન્શા અલ્લાહુ તઆલા જાનવરનું દૂધ વધી જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૯]

### ૮૨૪ જાનવરના દૂધ અને કૂવાના પાણીમાં વધારા માટે બીજો અમલ

સૂરએ 'બ-ક-રહ'ની આયત નંબર : ૭૪ ઠીકરી પર લખીને કૂવા અથવા નહેર અથવા ઝરણામાં નાંખી દે. ઈન્શા અલ્લાહ પાણી વધી જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૯]

### ૮૨૫ જાનવરના દૂધ અને કૂવાના પાણીમાં વધારા માટે ત્રીજો અમલ

સૂરએ 'ક-સ-સ'ની આયત નંબર : ૭ કાગળ પર લખી આંચળ પર બાંધે અને ૭ (સાત) વખત પઢી દમ કરે. નમક પણ પઢીને ખવડાવે.

ઈન્શા અલ્લાહ દૂધ વધી જશે: [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૭]

### ૮૨૬ જાનવરના દૂધ અને કૂવાના પાણીમાં વધારા માટે ચોથો અમલ

સૂરએ 'રહમાન'ની આયત નંબર : ૫૦, ૫૧ ત્રણ અથવા સાત દિવસ સુધી ખમીરી રોટી પર લખી ખવડાવે. (ઈ. અ.) દૂધ વધી જશે.
[આધારગ્રંથ : ૧૨, ૨૫ / પાના નંબર : અનુક્રમે : ૨૦, ૨૩૭]

## ☐ પશુની સરકશી અને અચ્બ

### ૮૨૭ પશુની સરકશી દૂર કરવા માટે અમલ

સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૮૩ પઢી પશુના કાનમાં ફૂંકે. ઈન્શા અલ્લાહ તે તા'બેદાર થઈ જશે.
[આધારગ્રંથ : ૨૩, ૨૪ / પાના નંબર : અનુક્રમે : ૭, ૯૬]

### ૮૨૮ પશુ નાસી ગયું હોય તેના માટે પહેલો અમલ

સૂરએ 'બ—ક—રહ'ની આયત નંબર : ૧૪૮ કાગળ પર લખી જયાંથી તે જાનવર નાસી ગયું હોય ત્યાં લટકાવી દે. ઈન્શા અલ્લાહ જાનવર મળી જશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૦]

### ૮૨૯ પશુ નાસી ગયું હોય તેના માટે બીજો અમલ

એક તાળું લઈ સૂરએ 'યા સી—ન' (શરીફ) સંપૂર્ણ ૭ (સાત) વખત પઢી તેના પર દમ કરી તાળાને બંધ કરી પાણીમાં નાંખી દે. જે વસ્તુ નાસી ગઈ હશે તે આ અમલ પછી જયાં હશે ત્યાંથી ઈન્શા અલ્લાહ આગળ વધશે નહિ. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૧]

## સત્તરમો વિભાગ

## કોર્ટ, મુકદ્દમા, ન્યાયધિશ, સરકારી અધિકારી

### ☐ મુકદ્દમા, સાક્ષી, ન્યાયધિશ

### ૮૩૦ મુકદ્દમો જીતવા માટે પહેલો અમલ

સૂરએ 'મુઅ્મિન'ની આયત નંબર : ૪૪ દરરોજ ૧૦૦ (એક સો) વખત પઢવાથી મુકદમામાં ઈન્શા અલ્લાહ કામિયાબી મળશે.

[આધારગ્રંથ : ૩૯ / પાનું : ૯]

### ૮૩૧ મુકદ્દમો જીતવા માટે બીજો અમલ

દરરોજ કોઈ પણ ફર્ઝ નમાઝ પછી સૂરએ 'બની ઈસરાઈલ'ની આયત નંબર : ૮૧ ને ૧૩૩ (એક સો તેત્રીસ) વખત પઢે. ઈન્શા અલ્લાહ મુકદમામાં કામિયાબી મળશે.

[આધારગ્રંથ : ૩, ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૩૬, ૧૧, ૯૪, ૧૬૪]

### ૮૩૨ જૂઠા કેસ અને કેદથી છૂટવાનો પહેલો અમલ

સૂરએ 'યૂનુસ'ની આયત નંબર : ૮૨ ઉઠતા–બેસતા વધુ પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ કામિયાબી મળશે.

[આધારગ્રંથ : ૪, ૧૯, ૩૦ / પાના નંબર : અનુક્રમે : ૪૭, ૯૬, ૧૮૦]

### ૮૩૩ જૂઠા કેસ અને કેદથી છૂટવાનો બીજો અમલ

દરરોજ સૂરએ 'જિન્ન' સંપૂર્ણ પઢવાથી ઈન્શા અલ્લાહ ઈઝ્ઝતની સાથે કેદથી છૂટકારો મળશે. [આધારગ્રંથ : ૩ / પાનું : ૪૦]

### ૮૩૪ જૂઠા કેસ અને કેદથી છૂટવાનો ત્રીજો અમલ

સૂરએ 'નિસા–અ' આયત નંબર : ૭૫ ને વધુ પઢવાથી ઈન્શા અલ્લાહ જરૂર છૂટકારો થઈ જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૫૩]

### ૮૩૫ જૂઠા કેસ અને કેદથી છૂટવાનો ચોથો અમલ

સૂરએ 'યૂસુફ'ની આયત નંબર : ૯૯ અને ૧૦૦ ને કાગળ પર લખીને જમણા બાજૂ પર બાંધે અને વધુ પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા છૂટકારો મળશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૧૫૪]

### ૮૩૬ જૂઠા કેસ અને કેદથી છૂટવાનો પાંચમો અમલ

- કેદી સૂરએ 'ફાતિહા' ૧૧૧ (એક સો અગિયાર) વખત પઢે.
- દરેક દસ વખત પઢવા પછી બંધન ઉપર દમ કરે.
- ઈન્શા અલ્લાહુ તઆલા તે છૂટી જશે. [આધારગ્રંથ : ૧૨ / પાનું : ૨૪]

### ૮૩૭ કોર્ટમાં સાક્ષી સાચી ઝબાની આપે તેનો અમલ

મુકદ્દમાના સમયે સૂરએ 'ક–સ–સ'ની આયત નંબર : ૬૮, ૬૯ અને ૭૦ સાત વખત પઢે અને ૩ (ત્રણ) વખત સૂરએ 'યૂસુફ'ની આયત નંબર : ૨૧ પઢે. ઈન્શા અલ્લાહુ તઆલા સાક્ષી સાચી ઝબાની આપશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭૭]

## ☐ હાકિમ, પોલિસ, સરકારી અમલદાર થી હિફાઝત

## ૮૩૮ હાકિમ મહેરબાન થાય તે માટે પહેલો અમલ

- સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૧૩૭ ને પઢે અને
- કાગળ પર લખી તા'વીઝ બનાવી બાઝૂ ઉપર બાંધે.

ઈન્શા અલ્લાહુ તઆલા હાકિમ મહેરબાન થઈ જશે.

[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭૩]

## ૮૩૯ હાકિમ મહેરબાન થાય તે માટે બીજો અમલ

સૂરએ 'બ–ક–રહ'ની આયત નંબર : ૨૧૧ ને ૩ (ત્રણ) વખત પઢી પોતાના ઉપર દમ કરી હાકિમની સામે જાય. (ઈ. અ.) હાકિમ મહેરબાન થઈ જશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭૪]

## ૮૪૦ હાકિમ મહેરબાન થાય તે માટે ત્રીજો અમલ

(૧) પ્રથમ ૩ (ત્રણ) વખત '**બિસ્મિલ્લાહ**' પૂરી પઢે.

(૨) તે પછી સૂરએ 'મરયમ'ના શરૂઆતના પાંચ હુરૂફ (અક્ષરો) એક પછી એક (કા–ફ હા યા ઐ–ન સા–દ)ને પઢતો જાય અને તેની સાથે જ એક પછી એક, જમણા હાથની પાંચ આંગળીઓ ક્રમવાર બંધ કરતો જાય.

(૩) તે પછી એ જ પ્રમાણે સૂરએ 'શૂરા'ના પાંચ હુરૂફ (હા મી–મ ઐ–ન સી–ન કા–ફ)ને એક પછી એક પઢીને ડાબા હાથની પાંચ આંગળીઓ એક પછી એક ક્રમવાર બંધ કરે.

(૪) તે પછી એનાથી ઊંધી ક્રિયા કરે. નંબર : ૨ માં બતાવ્યા પ્રમાણે સૂરએ 'મરયમ'ના પાંચ હુરૂફ (અક્ષરો) એક પછી એક પઢીને જમણા હાથની પાંચ આંગળીઓ ક્રમવાર એક પછી એક ખોલી દે.

(૫) તે પછી નંબર : ૩ માં બતાવ્યા પ્રમાણે સૂરએ 'શૂરા'ના પાંચ હુરૂફ (અક્ષરો) એક પછી એક પઢીને ડાબા હાથની પાંચ આંગળીઓ એક પછી એક ક્રમવાર ખોલી દે.

(૬) તે પછી હાકિમ જુએ નહિ તે રીતે તેની તરફ દમ કરે (ફૂંક મારે).

ઈન્શા અલ્લાહુ તઆલા હાકિમ મહેરબાન થઈ જશે.
[આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭૪]

## ૮૪૧ હાકિમની બુરાઈથી બચવા માટે પહેલો અમલ

સૂરએ 'ન–બ–અ' સંપૂર્ણ પઢીને અથવા કાગળ પર લખીને તા'વીઝ બનાવીને બાંધીને હાકિમની પાસે જવાથી તેની બુરાઈથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે. [આધારગ્રંથ : ૧૧ / પાનું : ૭૭]

## ૮૪૨ હાકિમની બુરાઈથી બચવા માટે બીજો અમલ

હાકિમની પાસે જાય તો ૪ (ચાર) રકા'ત નફિલ નમાઝ આ રીતે પઢે :

- પહેલી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'આલિ ઈમરાન'ની આયત નંબર : ૨૬ અને ૨૭ પઢે.
- બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'કવસર' પઢે.
- ત્રીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'કાફિરૂન' પઢે.
- ચોથી રકા'તમાં સૂરએ 'ફાતિહા' પછી સૂરએ 'ઈખ્લાસ' ૧૫ (પંદર) વખત પઢે.

ઈન્શા અલ્લાહ તેનું દિલ નરમ થશે અને તેની બુરાઈથી બચશે. [આધારગ્રંથ : ૨૫ / પાનું : ૨૩૦]

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિની બેનમૂન કિતાબોના ગુજરાતી અનુવાદો**

## 1 મેઅયારુસ્સુલૂક

- પીરી, મુરીદી, વલી, વિલાયત, વિલાયતના મર્તબાઓ વગેરેની સાદી, સરળ વિસ્તૃત સમજૂતી આપતી ગાઈડ.
- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની લેખકને ખ્વાબમાં બશારત "એને છપાવો, ખલ્કે ખુદા (મખ્લૂક)ને ફાયદો થશે."

## 2 અહસનુત્તકવીમ

"આ કિતાબમાં ઈલ્મે તસવ્વુફનો દરિયો ભર્યો છે !"

– **હઝરત મુફતી અહમદ અશરફ રાંદેરી રહમતુલ્લાહિ અલયહિ**

"આ અજીબ અને બેમિસાલ કિતાબ છે !"

– **માજી શૈખુલ્ હદીસ હઝરત મૌલાના અહમદુલ્લાહ સાહબ રાંદેરી રહમતુલ્લાહિ અલયહિ**

"આ કિતાબમાં જાણે અમારા અનેક અણઉકેલ્યા પ્રશ્નોના જવાબો મળતા હોય એવું સતત લાગે છે !"

– **આધુનિક સુશિક્ષિત વ્યક્તિઓના પત્રોનો સારાંશ**

## 3 દુર્રે લાસાની ભાગ : ૧, ૨, ૩

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના ઈલ્મે તસવ્વુફના સાગર સમાન મુબારક ફારસી પત્રોનો સરળ, સાદી ભાષામાં સારાંશ અને સમજૂતી.

## 4 ફુતૂહુલ્ હરમૈન

- લેખકે ૯૩ વર્ષની ઉંમરે કરેલા હજ પ્રવાસનું દિલચસ્પ વર્ણન.
- અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈનાયતોની વર્ષાના અદ્ભુત ઈમાનવર્ધક બનાવો.
- હજમાં જનારાઓ માટે કીમતી માર્ગદર્શન.

## ફાતીવાલા સાહેબ લિખિત 'નકશબંદી ઔલિયા' ગ્રંથમાળા

હઝરતના શજરએ તય્યિબહના મહાન પીરોના ક્રમવાર જીવનચરિત્રો

1. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હઝરત અબૂલ્ હસન ખિરકાની રહિમહુલ્લાહુ સુધીના ૭ (સાત) બુઝુર્ગોના જીવનચરિત્રો
2. હઝરત અબૂઅલી ફારમદી (રહ.)થી હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ રહિમહુલ્લાહુ સુધીના ૯ (નવ) બુઝુર્ગોના જીવનચરિત્રો
3. હઝરત અલાઉદ્દીન અત્તાર રહિમહુલ્લાહુથી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુ સુધીના ૭ (સાત) બુઝુર્ગોના જીવનચરિત્રો

## 4 મિલ્લતકા નિગહબાન

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહિમહુલ્લાહુનું છસો પાનાનું જીવનચરિત્ર

## 5 ફયઝાને મા'સૂમિય્યહ

હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિનું ૫૦૦ (પાંચ સો) પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર.

## 6 ફય્ઝાને સઈદિય્યહ (અપ્રગટ)

હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમહ (રહ.)થી હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી પારસા (રહ.) સુધીના ચાર બુઝુર્ગોના જીવનચરિત્રો

## 7 સિંધના નકશબંદી ઔલિયા (અપ્રગટ)

- હઝરત શૈખ મુહમ્મદ મઝહર રહમતુલ્લાહિ અલયહિ,
- હઝરત ખ્વાજા ઝમાન રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિના જીવનચરિત્રો

## 8 ફય્ઝાને હઝરત ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ (અપ્રગટ)

- હઝરત સય્યિદ હુસૈનઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ,
- હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ,
- હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિના જીવનચરિત્રો

## 9 મકામાતે હિદાયત

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિનું ૪૦૦ (ચાર સો) પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર

## 10 મકામાતે રહીમી (અપ્રગટ)

હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિનું ૧૦૦૦ (એક હઝાર) પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર